# "રાગ" કે "વૈરાગ"



રચનાર—"હરમીસ."

"મિનોધ મજાહ"–મધુરિકા–"કયાની કિર્તન," "સગન સંગીત,"
"રેહબરે રોશની," "દાદરનું દાસ્તાન," "ભાવિક ભક્તિ,"
નસીબનો નાઝ યાને તકદીરનું તલેસમ, "હિંદના દાદા,"
"આજદયરની મોનાજાત" તથા મોહન મહાલ "સંજા-
ણુની સરજત" "મઝદાની મ્હાનતા"
"શાહ જમશેદ" ના કર્તા.



"ડૉન" ફોટોગ્રાફીક સ્ટુડયોના આર્ટીસ્ટ.
ગોવાલ્યા તલાવ મુંબાઈ.







૧૯૨૧

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ
કૅપટન પ્રિતીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ,
મુંબઇમાં મી૦ મેહરજી બેહરામજી મીઠાઇવાલાએ છાપ્યું
છે, અને મી૦ હોરમસજી શેરાબજી મીસ્ત્રીએ દીસોઝા
બીલદીંગ, ગોવાલ્યા તલાવ, મુંબઇ મધે
પોતાને માટે પ્રગટ કીધું.

# અર્પણ પત્રિકા.



હિંદની હોડીને હિમ્મત થી (હલેસા મારનાર)
યા (હાંકનાર)!
તુફાનના તારથી તુંડભાવને તારનાર!
યકિનના મિનારપર ફતેહનો કંહુરો કાઢનાર!
સાચી સીફતપર, સબુરી અને શ્રેષ્ટતાઇ રાખનાર!
સત્ય ઇન્સાફની આરસી પર—વીરતાની
રસી રેડનાર!

હિન્દના, ગુજર, હાલના, અને આવતા
શુરવીર દેશભકતોને માન પ્રીત
અને આત્મિક આગના અંગાર
સાથ આ

## 'રાગ કે વૈરાગ'

અમો અર્પણ કરીયે છીયે.

"હરમીસ"

# અર્પણ પત્રિકા—" એક ખુલાશો "

વિશાલ મહા સાગર ઉપરથી નાખોદા જ્યારે પોતાનું મોટું વહાણ એક કિનારાથી બીજે દુરના કિનારે તેરવી લઈ જાય છે, ત્યારે ભર દરિયે તેની દ્રષ્ટિ મર્યાદા ઉપર કાંઈ ઝાડ પાન, યા ઈમારતની નિશાણ હોતી નથી જેથી હોડી ચલાવતા તેને તે નિશાણી કામે આવે તેવી મુશાફરી, જ્યારે રાત્રીએ થાય છે, ત્યારે તો કાલ રાત્રીની ઘન ઘોરતા વખતે, તેનો એકલો આધાર, તેતેનું હોકાયંત્ર છે કે જેના આધારે તેના ઉપર જોખમથી આપવામાં આવેલી મોટી હોડી, તે મકકમ પણે પણ સલામતીનાંજ ખ્યાલ સાથે હંકારે છે, એવા સમયમાં જ્યારે ખડકો, અને, ભયની નડતલ હોય છે ત્યાં તે દિવાદાંડી જોય છે. જેવી દિવાદાંડી, સરવે દેશના રાજ્યપતિઓ બનાવી શખે છે. આ દિવાદાંડીથી તે ચગોર નાખોદા પોતાનો ભય સંભાળી તે: પ્રમાણે સલામત જગ્યા ઉપરથી પોતાનો ભરૂંશો હંકારે. તેમ અમારી દૃષ્ટિ દેશ ભકતો, કે જેઓ સદા ન્યાયથી વર્તી, સાચી હિમ્મત અને દેશ તેમજ પરદેશ કાજે જ્ઞાની અને હુન્નર મંદી કાજે, રાજકીય અને આમ અને ખાસ વર્ગ વચ્ચે પ્રિતીભાવ જાળવી, પોતાના મન તન અને ધનનો ભોગ આપે છે. જેઓ સ્વદેશ સેવાનાં એકલાં ભાનથીજ તણુાતા મનુષ્ય ભાવની ઉંચ પ્રિત સાચવી સ્વદેશ સાથ પરદેશની સેવામાં મચ્યા રહયા છે, તેઓને તેઓનાં કાર્યમાં ।અમો જોતાં રહીયે છીયે, કે જેમ જોવાથી અમારા જ્ઞાન મેલવવાના સાગર ઉપર તેઓની કીર્તી તેઓનું વર્તણુ, તેઓના ગુણો, તેઓની રાજ્ય પ્રત્યે, દેશ પ્રત્યે, લોક પ્રત્યે, માત પિતા, ભાઇબંધ પ્રત્યેની કાળજીને સાચવવાના ઉત્તમ અડગ હીંમતવાન ગુણોને, અમો દિવાદાંડી માફક ગણી અમારો અજ્ઞાનતાનો માર્ગ, જ્ઞાનભાવનો કરવા શક્તિમાન થઇએ છીયે, જો કે, ચાલુ સમયમાં

જેમ રોશની આપવાના સાંધણો, હવે પછીની કદાપી નવી શોધની નવી વધુ જોશદાર રોશની કરતા ઓછાં હોય, તેમજ, જેઓનો હાલમાં, અમે ઉચ્ચ કાર્યોમાં જોતા હોઈશું તેઓ, ખરેખર હવે પછી આવનાર જમાનાના વધુ કુશળ જીવો કરતા, કદાપી, ઓછા હોય, તો પણ અમારી આંખે, જે હાલના પ્રમાણમાં, જ્યાં વધુ સ્પષ્ટ દેખાય, ત્યાંજ દ્રષ્ટિ ફેંકવાની, અમારી ખાહેશ છે, જે વિના કશુ ચાલે એમ નથીજ. તેવાં બાહોશ, પ્રામાણિક, સાચ્ચા, મયાળુ દેશ ભકતોને અમારા અંતઃકરણના ઉંડા ઉદગારથી, અમો, આ "રાગ કે વૈરાગ" ખરા હિત, માન, અને સાચવત ભાવથી અર્પણ કરીયે છીયે. જ્યાં અમે ન્યાતને, જાતને, ભાતને, કપડાને, સિંગારને જોતા નથી, પણ પાક પરમાત્માના ભાનનો, જ્યાં અંગાર સળગી રહયો છે, તેઓના ચરણ પર શિષ નમાવી, અમે, તેમને દિવાદાંડી શમ યાદ રાખી અમારો માર્ગ લેતાં સર નમાવી, આ પુસ્તક "રાગ કેવૈરાગ" અર્પણ કરીશું.

આ, તે દેશ ભકતો છે. કે, ગમે એવા ટીકા હોવા સાથ પોતાના આત્માના ઉંડા જોશ સાથ શિતળતાનો શાંત સમો સાચવે ! આ તે દેશ ભકતો છે, કે, મનના ઉંચામાં ઉંચી હદની સીમા ઉપર ગયેલા હોવા છતા, બધા સાથની મર્યાદા ઉપર ખાસ ધ્યાન આપે, પોતાનો એકજ ભાવ ઘણો ઉંચો હદવાળો ભલે લાગતો હોય, છતાં બીજાના, ઓછા હદવાળા ભાવને, નરમાશથી જોઇ તેને કેળવવા સદા તૈયાર રહે. પોતાની ગમે એવી તીવ્ર ચક્ષુ થઈ, હોય છતાં યાદ રાખવાનું છે, કે જ્યાં સુધી બીજાની હદ, વધારે, આગળ વધેલી હોઈ શકવાથી, ઘણી હદવાલા ભાનનેજ, તેઓ માટે શોભવાનું છે. શું નથી થયું ? તે જોવા કરતા, જે થયું હોય, તેના ઉપરજ સબર માંગનારાઓને, અમો સદા નમીશું. મનુષ્ય નામજ દેવતાના ગુણો ધરાવી શકે નહી, તે ધરાવવા કોશેશ રહે, જે સદા ફળીભુત થશે, પણ તેવી ખરેખરી પ્રકૃતિ આવે ત્યાં સુધી શોભવાની

શકિત ઉપર ઘણોજ બોજ પડે છે, એ અવશ્ય જાણવાનું છે, માટે, ધન્યવંત, પણ હિમ્મતવાન, અને તેબી પણ ગરીબના દુખની ખરી કિમ્મત કરી શકે, ન્યાયથી વર્તી શકે સાચો રાહ બતલાવી સુખ આપે, અને લીયે, તેને આ સદા અર્પણ કરી, અર્પણ થઈશું તેવા ઉચ્ચ પ્રકૃતિના દેશ ભકતો. સ્વર્ગમાં સેહલ કરે છે, જેઓ થઇ ગયા છે તથા હાલમા હૈયાત છે, અને હવે થશે તેઓને, આ અમારૂં અદના હિસમનું "રાગ કે વૈરાગનું પન્દરમું પુસ્તક, એક વાર ફરી માનના ભાનથી હિતથી, પ્રેમભાવથી અર્પણ કરી રજા ચાહીશું, જે ઉપરથી વાંચનાર સહેલાઈથી જોઈ શકશે કે 'અમો શા કાજે અને કોણને અર્પણ કરીએ છીયે ?

સેવક હરમીશ.

# પ્રસ્તાવના.

વેદાંત શાસ્ત્ર અથવા હિંદુઓના તત્વજ્ઞાનની ગુંચ ઉકેલવા, વધા તેને સરળ રીતે સમજાવવા હિંદુઓ તરફથી અસંખ્ય પ્રયત્નો થયા છે. પારસી તેમજ ઐાન તત્વજ્ઞાનીઓ તરફથી પણ તે બાબત વિશે પુસ્તકો લખાતાં રહ્યાં છે, જોકે તેની સંખ્યા ઘણી થોડી છે. "રાગ કે વૈરાગ" એ એક એવું પુસ્તક છે. એક વાર્તાના રૂપમાં વેદાંતનું ગૂઢ તત્વજ્ઞાન સમજાવવા તેમાં કોશેશ થએલી છે. "જીવ ક્યાંથી, અને શા માટે, અને ક્યાં જવા માટે ?" "આત્મિક ઉન્નતી શેમાં ?" "એકમાં બધું અને બધાં માટેજ એક" એટલે શું ? એવા એવા ફૂટ પ્રશ્નોના ઉત્તરની કુંચી પોતાના વાંચકના હાથમાં આપવાની આ પારસી લેખકે કોશેશ કરી છે, અને હાલના વખતમાં હિંદુ શાસ્ત્રો યા સાહિત્ય સમજવા જે ઘણા થોડા પારસી ગૃહસ્થો દરકાર રાખે છે તે જોતાં એમની કૃતિ ખરેખર વખાણવા લાયક છે. એ સાહસ ઉપરાંત ગુજરાતમાં વસતા હિંદુઓની સાંસારિક સ્થિતિ સમજવા તથા તેનું ચિત્ર દોરવા પણ એમાં પ્રયત્ન થયો છે, અને તે દિશામાં પોતાની દ્રષ્ટિ ફેરવી હમારા રીત રિવાજો જાણવા માટે જે ઇચ્છા એમાં દર્શાવવામાં આવી છે, તે પણ આવકા-રલાયક ગણાય. તે ઉપરાંત આખા પુસ્તકમાં જે મોટું ધાર્મિક તત્વ સમાએલું છે, અને જેનું સ્પષ્ટિકરણ કરવા લેખકે પ્રયત્ન કર્યો છે, તે બાબત પણ તેમને મુબારકબાદી આપવી ઘટે છે. આ બધા પ્રયત્નો કેટલે દરજ્જે સફળ થયા છે, તેની તુલના કરવાનું કામ વાંચકનું છે.

એક પારસી લેખકને હાથે શુદ્ધ ગુજરાતી લખવા માટે પ્રયત્ન થાય તે ખરેખર સ્તુતીપાત્ર છે. પરંતુ બાર બાર ને પંદર પંદર લીટીનાં વાક્ય, સંસ્કૃત, ગુજરાતી, ઘરગથ્થુ પારસી, વગેરે શબ્દોનો

ખીચડો, અશુદ્ધ વ્યાકરણથી ભરેલી શબ્દ તથા વાકય રચના, જાતિ—નર, નારી કે નાન્યતર—સંબંધે ઉદાસીનતા, વગેરે વગેરે ખામીઓ વાચકની નજર આગળ તરી આવ્યા વગર રહેશે નહિ; માત્ર તે સંબંધે કહેવાનું એટલુંજ છે કે તેથી લેખકને પોતાને જે કહેવું હોય છે, અને વાચકના મન ઉપર જે બાબત ઠસાવવી હોય છે, તેને બાધ આવતો નથી.

મુંબઈ.
તા૦ ૧૩ મી ફેબ્રુઆરી ૧૯૨૧

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,

# કર્તાના બે બોલ.



શ્રી કૃષ્ણ ભગવાનજીની જય બોલતાં મ્હારા ધાર્મીક સ્વામિ પાક અહુરા મઝદા, મ્હારા ઉર ઉપર અતિ પ્રેમાળ યાદમાં આવી ઉભરાય છે. મનુષ્ય માત્ર માટે પિતાશ્રી એકજ છે, પણ જુદા રીવાજો, અને રાહ રીતીઓ, દેશના આધાર ઉપર રચાયલા, ત્યાંની રંગત પ્રમાણે બંધબેસતા થયેલા હોવા પછી, એકમેકના સમાગમમાં આવ્યાથી ધર્મ, અને રાહ રીતીઓ જુદી આંખે જુદી દેખાવા લાગી, પણ મનુષ્ય માત્રએ, એકજ પિતાશ્રીને યાદ કરતા, પોતાના ધર્મ ઉપરાંત બીજાના ધર્મ આસ્થાને માન સહીત જોવાથી, પોતાના ધર્મગુરૂઓ, પોતાના સંતો, મહન્તો, પેગામબરોને, જેબ દેના કહેવાશે. જ્યારે આ બધાં, જ્ઞાનને પ્રબળ કરવા માટેના મન્દીર, મસજીદ, દેવળ, અને આતષ બેહેરામનો અનુભવ, પ્રાપ્ત કરીશું, ત્યારે, એકજ ધર્મના ભેદમાં જે ખુબીઓ ગાઈ મન મળકાય છે, તે કરતાં, બધાના ધર્મ ભેદ જાણવાથી, શ્રી કૃષ્ણ ભગવાનજી, પાક અહુરા, પાકઅલ્લાહ, પાક પ્રભુ ઇશ્વર દેવતા, યાદી નામો બોલવા છતાં, હૈડામાં એ સર્વ જુદા છતા, એકજ આનંદી પ્રવાહ ઉભરી આવશે, ક્યારે કે જ્યારે, પિતા શ્રીનાથજીની ઓળખ, આપણે એકજ મ્હાનપિતા તરીકે પિછાણીશું.

શ્રૃષ્ટિની પેદાયશના પ્રાણીઓ, એકકી વખતે સરખું જોય તો, બ્રહમાંદની મનોહરતા રહી ક્યાં? સર્વેભાન એકજ તાણમા લલકારે કરે, તો મધરસ ભાવનો ઉત્તમ હિત, હૈડે ધાય કેમ? સરળ સુખનો સિંગાર દુખના અંગાર વિન, સિધ્ધો ચાલ્યો જાય, તો, અગ્નિ અને પાણીને વેરકાં? રાજા અને રૈયત વચ્ચે ફરક ના હોય, તો યકીન, વફાદારી તાબેદારી, જાનફેસાણીની મજાહ શી? પુર સંતતીમાં ચિંતાનું ચક્ષવલ ન હોય તો, સુખનો સમય સુખદાયક, અને દુખના દાબ વગર ફેરફાર વનાનો કેવો ફીકકો?

વિપત, જ્યારે, એકના ઉપર પડી, તેણે નિચાણમા નાખવા લલચાવે છે, ત્યારે તેજ વિપત, બીજાના માર્ગમાં, ઉત્તમ પ્રકારનું હૈડાનું જોમ, ઉપજાવે છે. દ્રવ્ય જ્યારે, એકને, ન ખમાય એવા વિચારોની મોજ મ્હાલવા લાલચ આવે છે, ત્યારે તેજ દ્રવ્ય, કોઈ બીજા પાસ હોઇ શકવાથી ધર્મ ભાવ ઉપર ઉરને ઉછાળે છે. નિશાળના ભણતા બાળકોની એક ખોટ થવા પછીની મળતી ઉપદેશ માટેની ધમકી, ત્યાર પછીના જીંદગીના તબક્કા ઉપર, સાવચેતિનો સચોત પાઠ દેવા એક જીવને કામે લાગે છે, ત્યારે બીજાને કઠોર બનાવી, અજ્ઞાનતા, અને આળસના લંપટમા લીન થઈ અણગમતા મુર્ખ માર્ગ ઉપર કાં લઈ જાયે છે ? એક મહિલા રાંક અને શાન્ત રહી સંસારના માર્ગો દિપાવે છે, ત્યારે, બીજા, વંટોળ્યા, જેવા દુખના ડુંગરો, કાં બનાવે છે ? માતાના પાંચ દિકરાઓમાં કોઈ, એકાદ જગા દિપાવે છે કોઈ, માતાના, અને પિતાના વંશના દાંડાં ગણાવે છે કાં ? ઘણું હોવા છતા, બીજા વધુની આશા, સુખ હોવા છતા, દુખી ઉપર ડામ, અધર્મી હોવા છતા, ધર્મીની નિંદા અજ્ઞાનતાની એબ સ્વિકારવાને બદલે, જ્ઞાન માટે ધિક્કાર રાખી, પંડીતપણું જાળવવામાં કાં મોજ લેતાં હશે ?

શું જાત જુદી, તે મનુષ્ય નહી ? શું મન્દિર જુદાં તે ભકિતમાં શકિત નહી ! શું કપડાં જુદા, માટે હૈડામાં ઉત્તમ ખ્યાલત નહિ ? શું ગરીબ, અને કંગાળ, તેથી, ન હાથ લગાડવા જેવી સ્થિતિમાં રહે ? ભિક્ષુક કોણે બનાવ્યા, જો શ્રીમંતોના કઠોર, અને એક મતલબ્યા સ્વભાવ માટે ન હોય તો ? અભણ કાં રહયા, જો દ્રવ્યવાનને તેઓના જ્ઞાન માટે મોજ લેતા ન આવડી ? ધણી ઘરથી બહાર કાં પડયો, જો સ્રીનો, પોતાનો હોંશ નબલો ન નિવડયો તો ? એક બાજુએ ઘણું સંગ્રહ કોણે કરી રાખ્યું, જો, મનુષ્યનો મતલબ્યો સ્વાર્થ કામે લાગ્યો ન હોય તો ? દયા શા માટે વિસરાઈ, જો પરમાત્માની ભાન, હૈડામાં હોય તો ? ધુતારાનો દોર કાં વધ્યો,

જો સંતોષ કરતાં, અસંતોષ સાથ સોદો કરવા વિચાર ન રાખ્યો તો ? એવા હઝારો સવાલોના જવાબ, એકલો "વૈરાગ" પુરો પાડશે. આ બધા દાખલાઓ છે, જેના તાલા કરી આપણને આગળ વધવું છે. આત્મા મહી બેઠેલા નાથ સાથ ગાંઠ બાંધવી છે, જેને માટે ફરી જો જીવતર મલ્યું હોય તો. કેવળ રૂડુંજ કરવું, કાંઇપણ જાતનો નવો અનુભવ સંપાદન કર્યો કે, આગળ વધવું ! બીજાની ખોડ ખાપણ કાઢવા શોભતું નહી, કારણ કે આપણામાં તે એટલી બધી છે કે, સાંહઠ અને સીતેર વરસની તક મલેલા પ્રસંગનું જ્ઞાનીમન પણ તેને સુધારવા કેવળ નબળું છે, કારણ કાઈ ને કાઇ અડચણ વિઘ્ન આવ્યું કે દરીઆનાં મોજા માફક વળી કયાંએ તણાઈ, યા ઘસડાઇ જઇશું. જે મેળવ્યું હોય તે ઉતર સાચો મઠણ કરવો. અનુભવ લેવો. અને પરમાત્માને આખર મલવાની સીમા તરફ નઝર ધરવી.

આપણે જ્યારે ટુંક સમયમાં, અવનિપર ચાલતા ન ગમતા કામો પર અફસોસ કરીશું, ત્યારે ધીરજ પણ સાથે મલે છે કારણ કે, કોઈ સદાચારમાં હરબાર રૂડા કામમાં પણ મથ્યા રહયાં છે. આપણે જ્યારે જુલ્મની દોરી કોઈ ભાગ ઉપર ખેંચાયલી જોઇશું, તો, તેને તોડવા વીરોને સત્યની સમશેર પણ તાણતા જોઇશું. આપણે જ્યારે, કુછંડભાવમાં કઈકોને પડેલા જોઇ ગમમાં ગીરફ્તાર રહીશું, ત્યારે આપણને વળી આનંદ સાથ, મંદિરમાં, ભકતો અને સ્વામિઓને, શ્રી કૃષ્ણ ભગવાનજીની યાદીમાં સાંભલીશું. આપણે જ્યારે મંદિરમાં ઘંટ નાદ સાંભલીશું, દેવલમાં ચંગનાદ થતો ખ્યાલીશું, મસજીદમાં નિમાઝીની બુલંદ ભકિત સાંભલીશું, મુયેઝીનની દિવસના અનેક ભાગની અલ્લાહ તરફની ફીદાગીરીની યાદમાં મસ્ત બનતો ખ્યાલીશું, દસતુર, અને મોબેદોને, આતષ-બહેરામ, આતષ આદરીયાનમાં, બુલંદ અવાઝે ઘંટનાદ સાથ અહુરાની યાદી ભરતો ખ્યાલીશું. ત્યારે સંતોષથી દમ લઇશું.

કે, આવા ભકતોની હાજરી છતાં જગત શું ખરાબીના ખડકપર ઘસડાશે ! ના, કદી નહી, આવા ભકતોની હાજરીથી આખર, દલીદ્રતા, કુસંપ, અદેખાઈ કપટ, કીનો, અને દલદેસરી જગતમાંથી જશેજ, અને શ્રી કૃષ્ણ ભગવાનજીના રાજ્ય મહલમાં, અલ્લાહના આલા મહલમાં, પ્રભુના પ્રેમગઢમાં, ઈશ્વરની આશાપુરીમાં, અહુરાની અનંત આરામ ગાહમાં, આપણે સઘળાં હસ્તાં અને રમતાં રહીશું. એવાં ઉચ ખ્યાલતની પહેલી ચાવી, તે સત્ય ઉપર વર્તીશું, ધર્મ ઉપર જાનફેશાણી, બીનસ્વાર્થ સેવાનો પ્રેમ, જ્ઞાનની જગે જગે ધરવાથી છે. જે રોશણીનું પ્રથમ કિરણ તે, ધર્મભાવે, રાજ્યપતિ અને રાજ્યની વફાદારીની હિમ્મતથી સેવા કરવામાં છે. ત્યાંથી આગળ વધી, માત પિતાને વૃધ્ધ અવસ્થામાં પાળી અને પ્યારથી જતન કરી સાચવવાથી છે, ત્યાંથી મક્કમ કદમે, આગલ વધી ભાઇઓ અને બહેનોને જીવનમાં ઉપયોગી નિવડી જ્ઞાન, અને સંપતના સુખ આપી ઉછેરવામાં છે, ત્યાંથી સત્યતા સાથઆગળ ધસી બાળકોને ઉત્તમ કુળવણી, અને તન સાથે મનની ખિલવણી કરવામાં સમાયલી છે. ત્યાંથી અવકાશ મેળવી, પાર અને પડોશી, જાત, અને પરજાત, દેશ અને વિદેશના કાર્યો ઉપર ધ્યાન રાખી, તેમાં ભલાઇ સાથ ભલુ કેહવાની રાહ રીતીથી છે. ટુંકમાં સૌ સાથે જેમ બને તેમ પ્રેમભાવથી આદર કરી વર્તવામાં છે—પ્રિય રાજ્ય પતિના રક્ષણમાં કેવા સુખી રહીએ છીયે, પ્રિય માબાપની મહેનતથી કેવા ભણ્યા છીયે, પ્રિય ભાઇ બહેનોની જતન, અને પરવરશથી કેવા તંદુરસ્ત અને ઉદ્યોગી બન્યા છીયે, સ્નેહીની સાથમા, કેવા ભલા લાગના વગોમાં પડયા છે. દેશ અને પરદેશના કુશળ ભેજાથી જ્ઞાનમા કેવો ઉમેરો કર્યો છે. ટુંકમાં જો સ્વસ્થ મન રાખીશું તો, માલમ પડશે કે ગરીબ, અને તવંગર નાતવાન તથા તંદુરસ્ત હુન્નરમંદ અને જ્ઞાનીઓથી કેટલું અને કેવું શિખ્યે છીયે, જે બધા ભાગો માહેથી "રાગ કે વૈરાગ" નો સાથ લાગ, અને ભાગ મલે છે.

દુઃખીને દિલાસો આપતાં દ્રવ્યવાન દુર રહયો, સતીની લાજ લુંટવા કનિષ્ટ તલપ્યો, ભકતોની ઠેકડી કરતો, બદીમાં પડયો, રંકને દંખ મારી ધુતારો લુટીને ઘર ભરવા પડયો, તેથી શું સદા, તેઓને સુખ મલશે, અને પિડા પામેલાંઓ પીડામાં સબડયાં રહેશે ? ના તેમ બનશેજ નહીં, એ તો જેના જેના ભાગો બાકી હશે, તે પુરા કરી કરાવી રહેશે.

સેવા કરવા બહાર પડતા નાતનો ફરક, હરીપુરૂષ ન રાખશે. દાન કરવા હાથ લાંબો કરયો. તે સ્થિતિને માટે ખિન્નન થશે. હિમ્મતથી મદદ આપનારાઓને, પોતાનો જીવ સાચવવા યાદજ રહેશે નહી. પ્રજા પર ધ્યાન આપનારાઓ પોતાની ઠેકડી માટે ખિજવાત ન રાખશે. પ્રભુજ સઘળું ઠીક કરશે, એવીજ જેને આશા અને આસ્થા ઉભરી છે, તેને ગરીબાઇના દુઃખનો કશો ઝટકો ન લાગશે.

રીવાજના આધારે, એકલી જનોઈ પહેરી મંદિરના પુંજનથી, પાક સંદરો અને કુસ્તી રાખી આતશબહેરામના ભણતરથીજ અલ્લાહની નિમાઝમા સર ઝુકાવી કરેલી બંદગીથી, દેવલમાં જઈ ક્રાઈસ્ટની એકલી યાદથી, નિર્વાણ, બહેસ્ત, ઝીન્નત, યા સાલવેશન મેલવાતું નથી. શું જનોઇ બાંધી હિંદુ ધર્મ પાળ્યો માટે સ્વર્ગ છે ? શું અલ્લાહ નામ પુકારી બંદગી કરી, માટે ઝીન્નત છે ? શું ક્રાઇસ્ટની તારીફમાં ભકિત કરી, માટે, આકાશમાં જશે ? શું આતષ બહેરાંમમાં, કલાકો સુધી બંદગીમાં પડયા તેથી બહેસ્ત જડશે ? જરૂર, તેમ થશે. પણ સાથે, મનુષ્ય ભાનની યાદ રાખશે કે, એ બધા સાથ ચાલુ વર્તનમાં, સત્યતા, દયા, મયા પ્રેમ, બીન સ્વાર્થે સેવા, પરોપકાર, ઉદયોગ એવા ગુણો રાખવાથીજ, તેવી ઉંચ બરકટ પ્રાપ્ત થશે.

આપણી ચાલુ વર્તણુંકમાં જો બારીક તપાસ કરીશું તો યથાર્થ માલમ પડશે કે, બહારના વસ્ત્રો કાંઈ પ્રભુ દરબારમાં અમુક

હક મેળવવા માટેનાં સાધણુ નથીજ. રીવાજ મનુષ્યે ઘડયો છે, જ્યારે આત્મિક બળ ખિલવવા દરેકને હાથ છે. નઝર, ભંગીને જોઇ, શીવ શીવ કરી કાં દુર જાયે ? શુ તેમા પ્રભુ નથી ? પણ આવો વિચાર થાય છે કે, એને એવા ભંગી રૂપમાં કોણે બનાવ્યો ? બિચારાના બાપ દાદાઓમાં કાંઇ ઝાઝું મીઠુ નહીજ હશે, માટે એવી વેઠમાં, તે વેળાની સમાજે, તેમ રાખ્યો હશે. તે પ્રમાણે, તેના બધા સાધણો પણ કમતી, તેથી તે કયાંથી ભણે અને કેમ સારા વસ્ત્રો ખરીદ કરે ? પણ જે આત્મા ઉંચ ગતિનો હોય છે, તેને તો બધાએ સરખાં છે, તેનું તોલ કરવાનું માપ, સામા આણસની ચાલ ચલણ પર હોય છે નહીં કે તેના પેરવાશ ઉપર ? બેહસ્ત, સ્વર્ગ, નિર્વાણુ, એવા શબ્દો, બોલતાં હોંશ થાય છે કે, ખરેજ. તેમાં જઇ બેસવાનું નસીબ કયારે થશે ? પણ યાદ રાખવાનું છે કે, દાખલાનો જવાબ રકમ માંડી બેસી રહેવાથી, મળતો નથી, નિર્વાણુ સ્થિતિમાં જવા પહેલા ઘણું કરવાનું છે, જેમાં જવા માટે પ્રથમ જે વધાસી કાઢવાનું છે, તે "હુ" નો હુકાર કાઢવાનો છે. જ્યાં "હું" નો આંકૂરો ભિતર ગણનાદ કરે ત્યારે લહી સ્થિતિ ઉપર નહી જવાય "હું" નો ખ્યાલ બાજુ મેલી "તું" ઉદ્દઉ ઇ નો ખ્યાલ લાવતાં ખુલ્લુ જણાય છે કે, આંપણું જે છે, તેજ સર્વે માટે છે" તો આપણો માર્ગ ઘણે અંશે સહેલ થાય છે.

આ બંદના કલમથી ફેલાઇ પ્રગટ થયેલું આ પન્દરમું પુસ્તક "રાગ કે વૈરાગ" વાર્તા રૂપમાં વાંચક વર્ગ માટે નમન ભાવે થયું છે. અને જેમાં આપેલા બે બાલમાં, "તું" ઉદ્દઉઇનો ખ્યાલ લાવતાં જગતથી, સ્વર્ગમાં જવા માટેનો કાંઈ વીચાર આવ્યો છે, જ્યારે વાર્તા વાંચવાથી જે ભાવ ઉતપણ થાય, તેમાં જો કોઇએ સારૂ મેલવ્યું તે કર્તા બહુજ ખુશી થશે, જે ખુશી હૈડામાં ઉભરાયછે. વાર્તામાં શું લખ્યું, તેનો આગલથી ભાસ આપી, કોઇના વિચાર બાંધવાં સામે, આવવા હું ના પાડીશ. વિચાર એકલી આત્માની

મતા છે, જે ઉપર બીજાના આત્માને, કશી પણ સત્તા નથી. જોકે આત્મા એક મહાન પિતાના આત્મા તરફજ ધસતો ચાલ્યો છે, પણ તેને માનનારાઓ થોડા છે, જોકે અમને પુર આશા છે કે તેઓ સઘળાં સમજતા થશે, કે, "આપણુ બધાને એકજ બાપને મળવું છે કે" જ્યારે આપણે પ્રેમ અને પ્રિતમાં પળાશું હિતમાં હાલશું, ખુશીમાં ગાઈશું, સ્વચ્છ સિંગારમાં સમાઈશું. અને શ્રી નાથ ભગવાનને, પાક અલ્લાહ, પ્રભુ, ઇશ્વર, પાક અહુરામઝદાને જુદા નામના, પણ એકજ આકારના, એકજ ભાવમાં જોઈશું. પ્રભુ તે વખત આપશે, કે, જ્યાં, મયા, અને હિત, રાજ્ય કરતાં થશે. પ્રભુ એવો સમય આપશે કે, જેમાં ઘણા, પણ એકજ ભાવના ફરશે. હરશે, અને રમશે. તથાસ્તુ !

દોહરા.

રાગ લાગ ને ભાગ બહુ, વળી સાથ વૈરાગ
જેમાં છે સત રાગ કહુ, "વીરરાગ-વૈરાગ"!
અવની પાળે છે જગુ, છે તો ઉંચો ભાગ
એ ભાગોમાં ભર્યો છે. વિશ્વપતિનો લાગ
એ બાગમાં થાક નથી, સંપટનો છે ત્યાગ
વીર રાગમાં વીંટ હ્યો, નામ મળે વૈરાગ !

(હરમીસ.)

જ્યારે સહિત, પ્રાર્થના, ફચ સંગીત. ઇચ હુન્નરકળા જેવા કે વિચાર, ઉંચ ભણતર, ઉંચ ખ્યાલાત વૈરાગના ભાવ ભજવે છે, અને આત્માની દ્રષ્ટિ ખિલવે છે, ત્યારે રાગમાં પડેલાંઓ, જુગાર દારૂ, મસ્તી, તોફાન પર ધ્યાન રાખે છે. પણ હયાંજ યાદ રાખવાનું છે કે, રાગમાં રંગ લઇને, તેઓ વૈરાગ ઉપરજ અંતે આવશે—

જય ! ધર્મ પાળનારનો ! જય, જીવનના ભોગવનારને ! જય પ્રિય રાજ્ય પતિની પ્રિતે સેવા કરનારને ! જય ! પિતા માતની જતન કરનારને ! જય, ભાઈ બ્હેનોને આનંદમાં રાખનારને ! જય, હિત અને પ્રિતની શાંકળ જાળવનારનો ! જય ! દુશમનને, કે સદા આપણુને દુ:ખ દેવા શાધણુ શોધે છે, કે જે સાધણુથી, આપણો આત્મા ખિલવવા ભાન વધે છે. જય ! દેશ અને પરદેશ કલ્યાણ કરનારને ! જય, જય, બ્રિટન રાજ્યને, તેના રૂડા રાજ્યને, તેના ભાળા રાજા, અને ઉત્તમ ન્યાયને ! પ્રભુ તેમને ઘણું જીવાડો, કે, જે, જીંદગીમાં "સત્ય માટે શમશીર" કાઢી અન્યાયને તે ટાળવા તૈયાર છે.-જય ! જય ! જગદીશ ! જય !



પાક અહુરા !

# "રાગ" કે "વૈરાગ"

જય ! જગદીશ !






કળાવંત નગરીમાં, "સરિતાની સહેલ," નામથી આપણી વાર્તાની ભુમી અંકાઇ છે. આ કળાવંત નગરીમાં, "સરળ સરિતા"ના, નામ વાલી નદી વહેતી હતી. "સરળ" સરિતા, એટલા ઉપરથી નામ રાખવામાં આવ્યું હતું, કે, આ સરિતા, યાને નદીમાં, કદી પુર આવતી ન હોતી. નદીની આ પાર, એક ઝુપડું, પણ અતિ કુશાદે વિસ્તારવાળું ઝુપડું આવ્યું હતું, જ્યારે બીજે કાંઠે, યાને સામી પારે, લગરીક ઉંચ સ્થાન ઉપર અતિ રમણિક મહેલ જેવું મકાન આવ્યું હતું. આ માહેલાં એક સ્થાનમાં સાંજ સમયે, મા, દિકરી બેઠી ઝુંપડી આગળ વાત કરતી હતી.

" માતાજી, આ સામેના આવેલાં, આટલાં કિમતી મકાનની પેલે પારથી સુર્ય દેવતા, સ્વારી ભેરતાં, સ્હવારમાં નિકળે છે, તે વેળાનો દેખાવ એ મકાનના પેલે ભાગમા રહેનારાંઓને કેવો

મધુર લાગતો હશે ? જ્યારે, આપણી દ્રષ્ટિએ, સુર્ય દેવતા આવે છે, ત્યારે તો લગભગ પોહોર ચઢવા જેવું થાય છે." દિકરી માને બાથે વળગી વાત કરતી હતી.

"સુર્ય દેવતા, સહવારમાં ત્યાં ઉગતાં દેખાય છે, પણ આપણુને આથમણુ વખને, કેવાં દિલપઝીર દેખાય છે, તે તો દિકરી તું ભુલીં જાય છે ? સુર્ય દેવતા સહવારમાં કે સાંઝે, મધ્યાને, કે આથમણુ વખતે દેખાય, એ બધુંજ સરખું–" માતાએ ઉત્તર વાળ્યો.

"છતાં, પરોઢીઆના જાગૃણુની દ્રષ્ટિ કેવી આનંદી હશે, માતાજી !" દિકરી બોલી.

"તેમ સાંજ સમયે, અસ્ત પામતી વેળાની, પરમાત્માની કેવળ કળા, આસમાન પર રમી રહે છે, તેની તને ભાસ કેમ નથી થતી વારૂં ?" માતાએ પુછ્યું.

"વળી સાંજની ઘડીમાં તે એવી શી પ્રભા, ભાસ દે છે, માતાજી ?" દિકરીએ સવાલ કર્યો.

"તેમાં, આપણુને પ્રભૂ પિતા એવો પાઠ દીયે છે કે, એક દિવસ ગયો છે, અને તે કેવો ગયો છે, તે અસ્ત પામતાં સમયે, આનંદ, યા દલગીરીનો પુકાર, આપણા હૃદય સ્થાને કરતો જાય છે. એ રંગત, શી, થોડી કામની છે વારૂ ?" માતાએ પુછ્યું.

"ઓહો માતાજી, તમારી તે પ્રભા જોવાની ગતિ ખરેજ ન્યારી છે, સારી છે, અને, તેવી સમજ મ્હને આપી માટે, દિકરી પણ આભારી છે. પણ માતાજી તમને એમ પુછું કે, પરમાત્માએ, આ પાર આવો સાદો ભાવ, યાને ઝુંપડી અને ખેતર, જયારે વચમા બગીચા, સાથ, જગ્યા, પણ લગરીક ઉંચાણુમા, ભરી રાખ્યા છે !" દિકરી બોલી.

"તેથી, શું કહેવા માંગે છે, દિકરી?" માતાજીએ પુછ્યું.

"હું એમ કહેવા માંગું છું, કે, આટલાં થોડાંજ વિસ્તારમાં, કેટલી તફાવત થારી છે? આપણે જ્યારે સાદા, ત્યારે, પેલી પાર માલદારો સાથે, રોશનીની ભભૂક રમી રહી છે. એમાં પ્રભૂપિતાએ ફરક કાં રાખ્યો છે, માતાજી? શું આપણા વડવાઓએ ફરક રાખવા જેવું કર્યું હશે!" દિકરીએ પુછ્યું.

"પ્રભૂપિતાના ફરક ઉપર આપણે હરફ ન કાઢવો જોઇએ. તે જે કરે, તે ઉપર ધીરતા રાખી નમન ભાવે, આપણને કામમાજ ચિત્ત રાખવું જોઇએ. ત્યાં જ્યારે, રંગ રાગ થઇ રહયો છે, ઉંચસ્થાન જમી રહયો છે, ત્યારે આપણી જગ્યા લગાર નિચાણમા હોવાથી, નદીના પાણી કેવાં, મન માનતા, આપણા ખેતરમાં આવે છે, થોડા માણસોની મદદથી ધાન્ય, તથા ભાતમાં કેવો સુખવાસ કરી રાખે છે, તે આપણને થોડો સંતોષ છે, દિકરી?" માતાજીએ જવાબ દીધો.

"હું અસંતોષી નથી બનતી, હું તો વ્હાલી માતાને, જગતમા, આ રમી રહેલા ફરક માટે વિચાર કરી પુછું છુ" દિકરી બોલી.

"ના, દિકરી, હરિના ખેલનો મેલ કાઢવા બેસવું, એ, સુર્ય દેવતા માંહેથી મનુષ્ય જાતે, કિરણોને છુટા પાડવાં જેવું છે. ચાલ દિકરી વ્હેલી થા, હવે ત્હારા બાપા, તથા, શામલો આવી લાગશે, તેમને માટે ગરમ પાણી તૈયાર રાખ, તથા ગરમ મોળું દુધ, પણ સાથે, તૈયાર રાખ! કેમ વળી શરમાઇ ગઇ?" માતાજીએ, ગાળમાં પ્રેમાળ ચમતી ભરતાં પુછ્યું.

"તમો તો ઘડી ઘડી, એ શામલાને, યાદ કરાવી, મ્હારી મજાક કરોછો, તમારો માનીતો શામલો! કામમાં શામલો! બોલમાં

શામલો ! બસ, શામલો શામલો, અને શામલોજ છે, કેમ વારૂ ?"
દિકરી બોલી.

"વ્હાલી દિકરી, મેં તો શામલાનું નામ એકવાર દીધું, પણ તુંએ, તો, ના પાડતાંએ, પાંચ વાર દીધું !" માતા રમુજમાં બોલી.

"તે, તમો વ્હાલાં માતાજીએ યાદ શા માટે કર્યું ?" તેણીએ પુછ્યું.

"ત્હારાજ માટે ! મ્હારી વહાલી રંભા દિકરીના હિતાર્થે કર્યું, અને કરીશ. પણ એમ પુછું કે, પેલો કૌટકરાય મળે છે કે ?" માતાએ સવાલ કરયો.

"એક વાર, બજારે ગઇ હતી, ત્યારે પાછળ પાછળ આવ્યો હતો, અને મ્હને, મેણા, તેણા મારતો હતો, કે, દાકણ, શામળા સાથે વેશવાળમાં ગોઠવાઇ અને, સદાની તાબેદાર ગોલામડી બની ગઈ, ઇત્યાદી, પણ તેટલાંમાંજ પુંઠેથી મ્હારો વ્હાલો શામલો ચટ આવી ચઢયો, અને, શું કહુ માતાજી, શું કહું......બસ જવા દયોને !" તેણી અચકી પડી.

"બોલ દિકરી બોલ શું થયું ?" માતાજીએ જાણવા આગ્રહ કરયો.

"તેને શામલાજી એ, એવો સેક પોત કરી દીધો, કે, હું તો જાણુતી હતી કે તમામ જાડો જેવો, મ્હારા શામલાને, પટકી નાખી દાબી નાંખશે પણ તેને બદલે તો, બે ચાર લપડાકમાં, એવો ચાટ પડી નાઠો, ત્યારેજ મ્હારા શામળાનું વીર જોયું. માતાજી, શહેરના ઘીખાઇ જાડા પાડા મિસાલના, ફુલેલા દેડકાં મિસાલના શ્રીમંત હાલતના ચળકાટથી, તમો, તેમજ પિતાજી ભળકાઇ નથીગયાં, એજ મ્હારો ભાગ્યોદય, તમો માતપિતજીએ જાળવ્યો છે. હું જ્યારે નિશાળમાં ભણતી હતી,

ત્યારે આસે પાસેની વાતથી, એવી ભયમાં હતી, એવી ભયમાં હતી... !" તેણી અચકી.

"કાંય ! કાંય ! શા માટે ભયમાં હતી ?" માતાજીએ પુછ્યું.

"કે રખે માતાજી, તથા પિતાજી, મ્હારૂ વેશવાળ, કોઇ એવાં જાડા પાડાના ચળકાટ હોવાથી, સાંધે !" તેણી બોલી.

"દિકરી ! એવાં માતા પિતા પ્રભૂ આગળ શો જવાબ દેશે, તેની તેઓએ લાલચની લપમા, કશી પણ યાદ રાખી નથી. દિકરીને જીવતી દાતવી, સુખ છે, પણ એવાં બુઢાં જાડા પાડાઓ સાથે લગ્નમાં લાઢવી, ખરેજ મ્હા પાપની રેલ જગતમાં ચલાવવા જેવીજ છે. વળી, અમારી મરજી સાથ તુંને, અમે મલતી કરી નથી, સિવાય કે, તું વ્હાલી દિકરીની આનંદી આંખ, એ શામલાની જુવાની અને ચાલાકી ઉપરની પાંખ પર થડી નથી ત્યાં સુધી ! હજી કોઇ વાંધો હોય તો કહેજે, દિકરી ? દિકરીનું લગ્ન, ચોખ્ખે ચોખું કરવું, એ માતાનો ધર્મ છે, એવાં ચોખ્ખાં લગ્નના સગનમાંજ, રૂડો અને મધન ભાવનો સંસાર સમાયલ છે" માતાએ હરખ ભેર ચાંપતા કહયું.

"માતાજી ! માતાજી ! સામેની પારમા વસ્તી, મ્હારી નિશાળની સખી "વેણી"ને, તેણીના કાકાએ કેવી મુર્ખ પણે વેચી, અને તેમી વળી બુઢાં ખખ ખોખાં સાથે કે, પુનેમનું લગ્ન, ચાંદરાત જોવા પામ્યું નહી. અરેરે ચૌદ વરસની 'વેણી' તેણીના રાંડેલા હાલ ! માતાજી ! મ્હારા બરડાની ખાલ નિકળવા જેવું લાગે છે. શું આ નાતાં અને રિવાજનો અવાજ, હજી બી કોઇ બાકી રહેલાં ફુલેાા દેડકાંઓનું તો નાશ નહી કરશે ? શું, સમાજ, ખમાં, ખમાં કર્યાજ કરશે, યા રૂડા રિવાજ માટેનું

સવળુ પાસુ પણ જમા કરવા ઉપર કામે ન લગાડશે? માતાજી, જીવન પ્રયંત હુ તમને કેમ વિસરીશ? મ્હારી વ્હાલી માતા, તમોએ મને જીવન આપ્યું, પણ વ્હાલા, અને તરૂન વીર પતિની સાથ ચલાવવામાં, મ્હને, આ દુન્યામાં, પર લોકનું તો કદાપિ નહી, પણ ત્યાં જવાં જેવાં પગઠીયાનું સુખ અપાવ્યું." દિકરી એટલું બોલતાં ગડગતા અવાજે માતાજીની કુખમાં ભરાઇ ગઇ.

"દિકરી, હવે મ્હારા ભિતરની એટલીજ દુવા, તે હરિ દેવતા સાંભળો!" તેણી બોલી.

"અને તે દુવા!" દિકરીએ પુછ્યું.

"કે તું વ્હાલી દિકરી, ત્હારા પનોતા શામલા સાથે જીવજો! ભલે એક, દશ, યા વિશ ત્રીશ વર્ષ સુધી, પણ પતિ સેવા કરતી, વહેલી, અને પતિના આયુશની પહેલી, પર લોકમાં જજો! હે પ્રભુ પિતા, મ્હારા બચ્ચાને, લગતીજ, મ્હારી પણ એવીજ મરજી છે. દિકરી, માતાનું ગમે એવું દુખ માતા વેઠશે, પણ દિકરીના કાલા કફ્ણનો અવતાર, તેજ માત્ર, માત પિતાનો પાપ સંસાર છે." એમ બોલી માતાએ પ્રેમ ભાવે દિકરીને છાતીએ ચાંપી ચાંપતાજ પોતાના પતિને, અને શામલા, યાને પોતાના પ્રિય જમાઇજીને આવતાં દીઠા.

## દોહરા.

હોય સરળ યા ભો સમય-'વખત-કટારી' ધાય  
ગમે ભલા, દુખ વેઠમાં-નિર્મળ મનમળકાય  
ધન ધરે, યા નિરધન હો-સતી દેખશે આશ  
સાચી શેવા આપતા-જાશે હરની પાસ.

# શામલાની સેવા.

"ક્યાં છે! રંભા ક્યા છે?" શામલો બુમ પાડતો ઝુપડામાં દાખલ થયો.

"એ, હું આવું છું..." દુરથી સાદ આપતી આવી ચઢી.

"પણ કેટલી વાર થઈ, રંભા!" શામલો પુછવા પડયો.

"એ ઘડી ઘડી, રંભા, રંભા શું બોલો છો? એમ લોક સાંભળે, તેમ નામ બોલાતું હશે?" હાથમાંથી લાંબી લાકડી લેતા રંભાએ નિચું જોતાં પુછ્યું.

"કાં! મ્હારી વ્હાલી પ્રિયાનું નામ ન બોલું તો કોનું, સાસુજીનું નામ બોલીશ? એ તાહરો રીવાજ, ત્યારે ઘરે છૈયાં આવે, ત્યારે પાળજે રંભા! હાલમા તો જા, વ્હેલા, પેલી ડાહી આવી છે, તે તને બરાડે છે" શામળો ટકોર કરતા બોલ્યો.

"વળી ડાહી કોણ? કોને ઉચકી લાવ્યા છો?" તેણીએ હસીને પુછ્યું.

"ત્હારી શોખ તો ના હોય!" તે હસીને પુછવા લાગ્યો.

"ભલે ને હોય, તેમા, મ્હારી શી?" તેણીએ જવાબ દીધો.

"તને ગમશે?" શામળાએ પુછ્યું.

"મ્હારા ગમનની વાત શી? તમોને આનંદ તો મ્હને આનંદ! ચાલો બોલો વ્હાલ! એ ડાહી કોણ છે? વળી તેને ઝાઝી ખોટી કરીશ, તો રખે ધાંડી થઇ જશે" તેણી બોલી.

"ત્હારી ડાહી ગાય! વળી બીજું કોણ?" તેને જવાબ દીધો.

એમ કહોને,! હું તો એવો ભરમ કયાંથી સમજું ?" તેણી બોલી.

"તે પર તો કહે છે, કે હું આમ ભણી, અને તામ ભણી!" શામળાએ ચિડવવા માંડયું.

"અમારૂં ભણેલું ફક્ત રસોડા સાચવવા જેટલું, અમને એવા ભરમ જાણવાના કરમ આવ્યાંજ નથી, અમારા વ્હાલાંઓ જાણે એટલુંજ બસ, લ્યો હું ચાલી, તમારી ડાહી ગાય ભણી, કાંઇ બીજુ કહો છો ?" રંભાએ હસીને પુછયું.

"હાલ તો એટલુંજ બસ છે—આવજો!" શામળાએ વાંકા વળી ચાળા કર્યા.

"ઠીક! ઠીક! જમાઇ રાજ! તમે પણ અત્યારથી ઠીક ચિરડાવવાનું કર્યુ છે!" સાસુજી વચ્ચે નિકળ્યાં.

"ઓહે! તમો વળી દાવ લેવાં આવ્યા, કે આપવા! એ તો તમારી રંભા દેવી દિકરીની, વ્હાલી, માનીતી ગાય માટે વાત હતી" શામળાએ જવાબ દીધો.

"હવે વ્હેલાં થજો! થાકયા હશો! દુધ તૈયાર છે, જરા પી લ્યો, અને બ્હાર આંગણે હીંચોલાપર આવજો! પણ આજે રાત્રે, તમારે સામે પાર, પેલા "વિર વિશ્રાંતમાં" જવું છે, તે ભૂલ્યા તો નથી ? "સાસુજીએ યાદ આપી.

"ના, કમળા બા, હું નથી ભૂલ્યો, પણ મ્હારે ત્યાં નથી જવું. જ્યાં "વીર વિશ્રાંત," ત્યા આપણા જેવા રંકને કયાંથી મળે, શાન્ત! એ તો અમસ્થું તેડું આવ્યું બાકી, ત્યાના મેળાવડા માટે આપણને કાઇ ભાવે તેમ નથી. એ ઘડી, જમી ચાદરણામાં બેશીશૂ, સુખનિવાસ થઇશું, ત્યારે આનંદ થશે." શામળાએ જવાબ દીધો.

"શામળાજી, હું તમારી સાદાઈની શોભામાં ખરેજ મોભો જોતી રહી છું, અને તેમાંજ તમો સુખ પામશો. જેવી તમારી ઇચ્છા! બાકી તમો ગમે ત્યાં બોલાશો, તેથી અમને તો સુખજ ભાવશે" સાસુજી કમળાબા બોલ્યાં.

"અને વડીલને ભાવતું કરવું, એમાં વડીલોની વડાઇજ ગણાશે. આપણે પાડોશી ખરા, પણ એવા મોંઘા સમજાવ્યા તેડાં માટે, આપણે ઝાઝું નથી ધારતા-ઇશ્વર તેમના મ્હોતસ્વ, આનંદ ભાવે પુરો કરે એજ અમારી ઇચ્છા" આમ બોલનો તે છુટો થયો. જેમની પાછળ પીઠે, સાસુજી કમળાબાએ ઓવરણા કર્યા, "પ્રભૂ ઘણું જીવાડે!" એમ બોલી કમળા, દિકરી પાછળ ગઇ, અને દુરથી નિહાળતી ઉભી, તો જુવે છે કે "રંભા સુદ્ધ સુફેદ ગાયને, પોતાના બાથમાં ભીંડી, રોટલા ખવાડતી હતી, અને ખાતાં, ખાતાં, ગાય, પણ, તેણીના સામું જોતી, એવું કહેવા માંગતી હોય, કે "પ્રભૂ તમને ઘણુ જીવાડો!" આ દ્રષ્ટિ જોઇ મળકાઇ, માતા, રસોડામાં ગઈ. થોડોક વખત થવા બાદ, આ નાનુ સુખવાસી કુતુંબ, પોતાનો પ્રમાણિક, અને ઉદ્યોગી ભાવનો, આખ્ખો દિવસ પસાર કરી, સાદા ખોરાકનો મખવાસ કરતા બેઠું-જ્યાં, કાંઇ, સાસુ અને જમાઇના નામ માટે બોલચાલની બાંધ હતી નહી. પતિ અને પત્નિ માટે, છાળના, આડા અવલા આંટા ટાણવાનો હાલ હતો નહી, અને મધૂર મેલાપમાં, સુખી ભાવે આનંદી રાત્રીમાં તેઓ પસાર થતા ચાલ્યા.

"કરણી એવી રાખજો-જાય સદા હરગામ
નામ કદી પમડાત દે-તેનો શુળ શુધ કામ-
ખાવ સદા સાદું ભલે-એમાં ના છે એબ
ભક્તિ કર હરિ નામની-તેમા સારી જેબ.




"વ્હાલી રંભા! રાત્રીએ, ત્હારા પિતાજી રામદાશે, મ્હારા, સંબંધ સાથ તું વહાલીનો પવિત્ર ગાંઠ બાંધવા મુહુર્ત આવ્યું છે અને તે મુહુર્ત આપણા દસરાના દિવસનું છે" શામળો બોલ્યો.

"હજી આપણને મુહુર્ત, અને વાર માટે વિચાર કરવાનો પ્રસંગ કરવોજ પડે કે?" રંભાએ પુંછ્યું.

"આપણા વડીલોના કહેવાથી જે થાય, તે ઉપર આશા રાખવામાં પ્રભૂ નારાજ તો નથીજ. પિતાજીએ કહ્યું, તેમ ત્હારે કરવાતુંજ બાકી છે પણ પિતાજીની બુદ્ધિ કેવી બળવાન સમજાય છે કે, જ્યારે વિચાર કરીશું, કે દસેરા માટે, શાસ્ત્રવિધામાં એવો મર્મ કહેવામા આવ્યો છે કે, તે દિવસે કામ કરવા માટે કશા મુહુર્તનીજ જરૂરજ નથી–માટે દસેરાના દિવસે, તું વ્હાલી સાથ, મ્હારા સ્નેહનો ગાંઠ પુરો બંધાશે, કેમ હવે તો કાંઈ કહેવું છે!" હસતાં પુંછ્યું.

"ઓ, વળી મ્હારે શું કહેવું હોય! ભલે આ દેસરા હોય, કે, આવતાં! મ્હને બધું એ સુખજ છે. મ્હારા સ્વામિને જે દિવસે દાઠા, તેજ દિવસે મ્હારા હૃદયમાં સુભ મુહુર્ત મંડાયું હવે બીજા હઝારો મુહુર્ત હોય, તો એ મ્હને ઠીક છે" તેણી અણકા કરતાં બોલી.

"એમ કે? ત્યારે હું હાલમાં લગ્ન માટે ના પાડીશ, તો ચીડાઇશ નહી જો! સાંભળે છે કે?" શામળાએ ચિરડાવવા માંડયું.

"મ્હારે તેમા શી નવાઇ! પણ"...તેણી થોભી.

" પણ શું...બોલ ! " શામળાએ પુછ્યું.

" હમણાજ તમે બોલ્યા, કે " વડીલોના કહેવાથી જે થાય," ઇત્યાદી, તે શુ ભુલ્યા કે ? " તેણીએ જવાબ દીધો.

" હં...હવે સમજ્યો, સમજ્યો ! મ્હારી મ્હારી ભોલી, પોપટી ! ગમન તો મનમાં, અને છતા ડોળ કેવી કાઢે છે ? " પાંસામાં લઇ ચુંબન કર્યું.

" વ્હાલા વીર ! ત્હારી આગળ ગમન નહી કરીશ, તો પછે કયાં મ્હને કોણ સાંભળશે ! મ્હારા ધીર ! તું છે તો, બધુંએજ ! નકર મ્હારૂ જીવતર શું ! મ્હારી કિમ્મત શી ? " તેણી બોલી.

" ભોલી ! ભોલી ! ચાલ એવાં ઢોંગ ના કર ! " તે બોલ્યો.

" પતિને મનથી અમારા જેવીઓના નરમ હૃદયના બધાએજ ઢોંગ લાગે છે, ભલે, જેમાં પતિ રાજી, તેમાં સતી, કાં નિરાશી રહે ? " તેણીએ જવાબ દીધો.

" ચાલ બોલ હવે, મ્હારે સ્ત્રી ધનમાં, ત્હારે માટે કેવાં આભૂષણ લેવાં ! " શામળાએ પુછ્યું.

" સ્ત્રીધન ! સ્ત્રીધન એટલે શું ? અમારૂં ધન શું ? મ્હારા વ્હાલા. શામલાનું મન, તેજ મ્હારા તનનું આભૂષણ ! મ્હને કાંઇ એવાં ચેડાં ઘેલાં ગમતાએ નથી. એ માટે મ્હારો શામલો જાણે ! એવાં ધન પાછળ પૈસા ખર્ચ કરી નાખવા કરતાં, તમારી સ્થિતિ, તથા ખેતર પાદરની ખિલવણી કાજે, તેની વાવરણી કાજે, તમો સાચવશો, તેજ મ્હારૂ ધન ! મ્હારા પતિનુ જ્યા મન તે સાચવવાંમાંજ મ્હારૂ ધન ! મ્હને વ્હાલા કદી એવું પુંછશોમાં ! હુ કેવળ તમારામાંજ ઘેલી છું, મ્હને આભૂષણમાં ઘેલી ના કરશો ! એવાં અલંકારો શું, મ્હને મોજ આપતા થશે, એમ તમે માનશો ? " તેણીએ પુછ્યું.

" ના, વ્હાલી, ના, પણ તને એવી ઘેલી રાખીને, લગનની અલબેલી કેમ બનાવીશ ?" તે બોલ્યો.

" તે તમો જાણો ! હુ ઘેલી તો થયલ છું. પણ તમારા આત્માની દાસી પ્યાસી, તમારી ચેલી બનીછું, મ્હને ગમે એમ તોલશો, પણ તમારાંજ પ્રાણમાં મ્હારો ખેલ જોતી થરીશ." તેણીએ જણાવ્યું.

" ત્યારે મ્હારે મન ગમતું લાવીશ, તે તને ગમશે ?" તેને પુછ્યું.

" તેમાંજ તમારી દાસી, ફાંસી ખાઇ નમશે, જમશે, અને રમશે " પતિનુ માથું એમ બોલી પાસામાં લઇ લીધું. ત્યાર પછી, આ વરવહુ સ્વચ્છ લાગણીમા લીન્ન બની, ભવિષ્યના થોડાક દિવસો માટે છુટા રહયા. અને બાકીના તે દિવસો હતા, કે, જે દિવસોમા, આ નાના ઝુંપડાંમા, નાના પાયા ઉપર લગનની ધામધુમ ચાલી રહી હતી. લગનનો ગાંઠ બાંધવા કોઇ વિધ્વાન પુંજારી આવનાર હતો, અને તેમના હાથે, આ જોડું સંધાવવા વિચાર રાખ્યો હતો. આ વિધ્વાનનુ નામ 'ગુણીરાજ' હતું. સાદો, અને સ્વચ્છ, ધર્મ અને જ્ઞાની ધર્મના ભેદ અને ભર્મનો મર્મ, પુરો પાકો સમજાવતો હતો ત્યાં, કે જ્યાં કોઇનો તેવો હેતું થાય ! ગામડાના પાર પડોશી આવનારા હતાં. અને દસેરાનો શુભ દિવસ, વરવહુના પવિત્ર જોડાણથી સંગાર કરવામાં ગુંદાવવાનો હતો. આવા સમયમાં જ્યારે રંગ રાગ ઉડવાનો છે, તેટલા, આપણે પોતે સામે પાર જઇશું, કે, દુરથી ડુંગરા કેવાં રળ્યામણાં લાગે છે, તે નિહાળશું, અને સાથે વળી, પેલા "વીર વિશ્રાંતના" પડોશમાં જવાથી, કાઇ વિસ્તાર કાઢીશું.

# " વીર વિશ્રાંત."

" વીર વિશ્રાંત " ના મ્હેલ સમાન મકાનમાં, આજે ઠાઠ માઠનો મેળાવડો રચાયો હતો. એવા મહોતસ્વ, ત્યાં અવાર નવાર કરવામાં આવતા હતા. આ મહેલ સમાન મકાનનો માલેક, " નિત્યાનંદ " થી ઓળખાતો હતો. અને નામ પ્રમાણેજ, તેને નિત્ય આનંદજ જોઇતો હોય તેમ માલમ પડતું હતું. તે જુવાન વયનો અને ખુશ મિજાજી, તથા જીવે જરાએ દુખ ન વેઠે તેવો હતો, તેની રૂપસુંદરી નામે ધણિઆણિ, જાણે રાણી પેરેજ રાજ કરવા, ત્યાં પરણી આવી હતી. એ રૂપસુંદરી સાથેજ આપણુને ઘણો વખત રોકાઇ રહેવાનું છે. માટે એ બાનુના ગુણો અને ભાવનાઓ કેવાં છે, તેના સંબંધમાં પ્રવેશ કરવાનો જરૂજનોજ છે. પરોણાઓને આવકાર આપતી આ પરી જેવી કાન્તિ વાળી ખરેજ એક મનમોહન મુર્તી હતી, અને પતિના કાળજાંની કોરજ કહેવાય. રૂપસુંદરી રૂપે જેવી સુંદરી તેવીજ ગુણે પણ ઉંચ શકિત ધરાવતી હતી, પણ આજે બીજાજી, અને એકલપેટી પણ થવા વખત લગાડતી નહી. જ્યાં સુધી તેણી સર્વેથી શ્રેષ્ટ અંકાય, કે ઠીકા ઠીક, ના તો, વાંકી વાત આવી કે રીસની ચીશ, અને છીંકા છીંક જોઇજ લ્યો ! પોતાની સુંદરતા ઉપર એવી મ્હાલતી હતી કે, ગમે એવાંને સહેજમાં તિરસ્કારમાં લાવી નાંખે. જેવા પરોણાઓ, તેવો તેમનો આવકાર પણ દેખાતો હતો. ચિચોડા, ત્યાં લાંબા હાથ, અને ડોકની વાંકનો જમેલો,

અને જ્યાં જરા દ્રવ્ય કમતિ ત્યાં થંડો ઉગારો ! હોય, એ તો રીવાજ છે. તેમ છતાં લોક જાણે છે કે તેઓના આવા ધન્યવંતને ત્યાં ભાવ ઝાઝા નથી, તોએ શા માટે પછાડા લેતા હશે, એજ માત્ર નવાઇ છે; જેની પુરેપુરી દવાઇ મલીજ નથી. આજે નિત્યાંનદ શેઠની વર્ષ ગાંઠ હતી. એટલે આવી ધામધુમ રમી રહી હતી. ત્યાં કેટલાંક આવતા અને જતાં, કેટલાકો કલાકોનો ધામો નાખતા, અને કેટલાક શેઠ અને શેઠાણીજીની આસપાસ માંખ પેરે ભમતા અને જામો પિછોડી આમ તામ ગુંમાવતાં હતાં. હા જામો અને પિછોડી પહેરીને કેટલાંકો આવ્યા હતાં, કારણ કે તે પહેરવેશમાં, ગમે એવાં ઢોંગે, પણ તેઓ માન આપવા જેવું સમજતાં હતાં. કોઇ, કોઇને પુંછનાર નહી એટલે, પહેરવેશ ઉપર ખાસ ધ્યાન, અને બંધી હતીજ નહી, પણ પ્રસંગની અત્રે મૌજ ઉછળી રહી હતી, તેટલાં, ત્યાં એક બાનુ આવી ચઢી. તેણી, રૂપસુંદરીની ખાસ અને માનીતી સહી હતી કે જેણી માટે રૂપસુંદરી અવારનવાર અગાશી માહેથી ડોળા તાણી જોતી હતી. આખરે તેણી આવી.

" ઓહો પ્રિય પ્રભાપતિ ! કેમ આટલુ મોડું ! કાંઇ દિન પ્રતિ–દિન હવે એકાંતજ રહેવા માંગે છે કે શું ?" રૂપસુંદરીએ તેણીના બન્ને કર પોતાનાં હાથમાં લઇ ભેટ કરતાં પુછ્યું.

" ખરૂં કહું છું રૂપાળી, કે મ્હને તેમજ ગમે છે. એકાંત, ખરેજ સ્વર્ગવાસ જેવું લાગે છે. આવી મૌજ અને મજાહ મ્હારા મનને થાકવે છે. હું તો ફકત મ્હારી વ્હાલી સખી અને સહી માટેજ આવી છું." પ્રભાપતીએ જવાબ દીધો.

" તું વ્હાલી આવ્યાથી, આજનો મ્હારો હૃદયરંગ ધપકી રહ્યા છે" તેણી બોલી.

"ઓહો ! રૂપસુંદરી ! આ તે શું સાંભળું છું ! તું, અને હૃદયરંગ ! હું તો સદાયે ઇચ્છુ છુ કે, ત્હારો હૃદયરંગ સદા ગાજતો રહે !" પ્રભાપતીએ સમજાવ્યું.

"એટલે વળી તે શું ?" શંકાથી રૂપસુંદરીએ પુંછ્યું.

"એમ, કે, આવા ઠાઠ અને ચળકાટના મળકાટ માટે ચોળી ના બેસ ! એ ઉપરાંત, હૃદયનો રંગ જાળવવા ઘણુંએ કરવાનું બાકી છે. આ બધાં નાજુકદાર વાણા, કાઇ આખેર જીવ સુધી નથી સાંધવાના !" પ્રભાપતી બોલી.

"એટલે, આ બધું બંધ કર, અને ત્હારી માફક એકાંત બની જાવું ! ના, ના, મ્હને જરાએ ચેન ન થાય ! મ્હારૂ કાળજું સુકાય" તેણી બોલી.

"જ્યાં સુધી મોહના વિંખનો ડંખ કોઇ જાણતું નથી, જ્યાં સુધી શૂરવીરનું કષ્ટ કોઇ ભાસ કરતું નથી, જ્યાં સુધી સતીની ગતિ, કો પિછાણતું નથી, ત્યાં સુધી, તેઓની પ્રથમ વેદનાં, અને તેના પાછળના રૂડા ફળ માટે કેવળ અભણ રહે છે. એકાંતવાસ, જ્યા વિશ્વનો સંગાઠ છે, ત્યાંની લીલાહનો રંગ, તું કેમ જાણુશે !" પ્રભાપતિએ નિશાશો નાખ્યો.

"બસ વ્હાલી, ત્હારી, એ વેદ અને બ્રહ્મની વાત, હવે માંડીજ વાળ !" તેણીએ કહ્યું.

"જો માંડી-વાળવાથી દુન્યા સુખીજ રહેતી હોય તો જરૂરજ હું નહી બોલીશ. પણ જ્યાં મ્હને લાગશે, ત્યાં તેવું કહીને હુ જરૂર તેમને રાહ દેખાડીશ. લે, સામેથી ત્હારા પ્રાણનાથ આવે છે" પ્રભાપતિએ ધ્યાન ખેચ્યું.

"આવો, આવો ! પ્રભાદેવી !" નિત્યાનંદ ભેટ કરતા બોલ્યો.

"ઓહો નિત્યાનંદજી! તમારો આનંદ, તો અજબ રંગમાં વહ્યો જાયે છે. હું. વળા પ્રભાપતિ ઉપરથી પ્રભાદેવી ક્યારથી થઈ?" પ્રભાપતિએ હસીને પુંછ્યું.

"તમને દેવી કહેવામાં કશો બાધ નથી. જો કે હાલમાં, તમો, તે માનતાં ન હોવ, પણ ધીમે ધીમે, તમને લોક દેવી માફક પુંજશે, તો, તેમાં કાઇ સંદેહ નથી" નિત્યાનંદ બોલ્યો.

"ભલે, તેમ જો પ્રભૂની દિક્ષા હશે, તો તે બધુંજ સરખું છે, પણ તમે મ્હારા પુંજારીઓના એક થશો, એ માનવા શું મ્હને કારણ રહેશે?" પ્રભાપતિએ પુછ્યું.

"ના બાપુ, અમને, તો, આ આનંદી જીવ આપ્યો છે, તે અમો તો રંગરાગમાં રમીશું, અને જમીશું. અમને એક ભોંયપર પડી પુંજા કરવા બાવે નહી. એ તો પેલે ભવ અમે ધણીએ તપશ્ચર્ય કરી હશે તે આય ભવ દેવીજીએ રૂડા વાણા આપ્યા" નિત્યાનંદ બોલ્યો.

"ત્યારે આટલું તો ઠીક યાદ રાખ્યું છે, કે પેલો, અને પાછલો ભવૂ જેવું કાઇ છે" પ્રભાપતિ બોલી.

"તેમ તો ખરૂજ!" નિત્યાનંદે જવાબ દીધો.

"ત્યારે હવે, પાછલા માટે કાઇ કરશો!" તેણીએ કહ્યું.

"તે એ થાય છે" તેને જવાબ દીધો.

"કેમ!" પ્રભાપતિએ પુંછ્યું.

"આ એમ! રંગ રાગમાં પણ પૈસા બેસે છે, તેમા પણ ફુલપાન, ખાન પાનના માલવાલાઓને તડાકા પડે છે, તેમાં, તેઓ ઠીક કમાતાં હશે, અને એ કમાઇ કરાવી આપવી, એ પણ વળી ઉત્તેજન, અને, તેનું પણ ફળ બીજે ભવે મળશે" નિત્યાનંદે જવાબ દીધો.

"તમારી ગણત્રી કાંઈ ઔર જોશ આપે છે" પ્રભાપતિ બોલી.

"જેવી આપણી હોંશ, તેવો આપણો જોશ. ચાલો હવે, કાઇ રંગરાગમાં ભાગ લેશો ?" નિત્યાનંદે વાત ફેરવી.

"આ બધોએ ભાગજ લેવાય છે. હાં પધારી, એજ મ્હારી મૌજ, તમને આનંદ ઠારી, તેમાંજ મ્હારી મતલબ સમી ગઇ છે. તમો ભલે સિધારો, તમને તમારા મિત્રોને હજી, ઘણી ઘણી આગતા સ્વાગતા દેવાની હશે, હું તો આ પરવારતી છું. ચાલ રૂપસુંદરી, હવે મ્હને કયાં લઇ જાય છે" એમ બોલી બન્ને સહીઓ, કમરમાં હાથ વિટાલી, સહેલ કરવા લાગ્યા. 'પ્રભા, અને રૂપ' નો આ રસભાવ, જોનારને ચકિત ખ્યાલમાં તલ્લીન કરતો હતો, રૂપમા, જરાએ એક એકને ગભડે નહી, પણ હૃદયની હદની વાત ખ્યાલ કરીશું, તો પ્રભાપતિ ખરેજ પ્રભા હૈોના નામને જેબ આપે એવીજ હતી. સખીઓ સાથે ફરી સઘળી સજાવતમાં ભમતી રહી, અને સઘળાંઓની વાતચિતમા, થોડું લગાર ભાગ પૂરતું કામ દઇ કરી, આખેર પ્રભાપતિ વિદાય થઇ. પ્રભાપતિ, પોતાની વ્હાલી સહીથી છુટી પડી, તેણીના બાગમાંથી એખલી લહોર કરતી, પડોસમાંજ પોતાની નાની પણ કિમતી મીલકત તરફ ધીમે ધીમે જતી હતી. જ્યાં સુધી રોશની હતી, ત્યાં સુધી તો ઠીક ચાલી, પણ લગાર અંધારૂ થવા માંડયું કે સંભાળ લઇ હીંડતી હતી, એકાએક એક ચીશપાડી, અને કળખાઈ, મુરચાઇ, પડતી હતી, પણ કોઈ કદાવર આકારે, પડતી ઝીલી લીધી.

"તમે કોણ છો! એ મ્હને પગમાં જરા લાગ્યું છે, જરા દાબશો, ભલા વીર!" પ્રભાપતિએ કહ્યુ.

પેલા આકારના હાથે, પગ દબાવવાથી, પ્રભાપતિને કરાર થયો, કલટર નરમ પડતાં, પ્રભાપતિએ પુછ્યું, "વીર તમો કોણ છો ? તમારી બેહદ કૃપા થઇ. વખતસર મ્હને ઝીલી ન લીધી હોત, તો કોણ જાણે શું થાત !" તેણી બોલી.

" તમારો તાબેદાર ! " તે કદાવર આકાર બોલ્યો.

" કોણ ! સત્યાનંદ ! ઓ વીરા ! તું અહીં ક્યાંથી ! કાંય ! આવી રાત્રીએ ! " પ્રભાપતિએ, તેના ખભાં પર પોતાની ડોક નમાવી પુંછ્યું

" તમારા રક્ષણ અર્થે જ્યાં તમો ત્યાં હું એજ મ્હારો ધર્મ " ઘણાજ મધુરા અવાજમાં જવાબ દીધો.

" મ્હારી એકાંત જીંદગીથી તુંને વીર શૉ ફાયદા થશે !" પ્રભાપતિ બોલી.

" આવી અંધારી રાત્રીમા, તમારી એકાંતવાસમાં, મ્હારી હાજરીથી શૉ ફાયદો થશે ? " સત્યાનંદ બોલ્યો.

" ખરેજ સત્યાનંદ ! ત્હારી સાદી સમજ, પણ મ્હારી રગેરગમાં નવિન લાગણી પેદા કરે છે. તું મ્હારો પ્રથમ પુંજારી છો ! અનહદ આભારમાં મ્હને મદી છે " પ્રભાપતિ વધુ બોલવા જાય, તેટલા, તેને નરમ હાથે મોઢાપર અંતર કર્યો.

" આભારની વાતજ નહી કરવી. પુંજારીની ફરજ ચુપચુપ દેવીના દર્શનમાંજ ચિત્ત ધરવાની છે. દેવી પ્રસન્ન થાય કે નહી એ સવાલનો જવાબ પુંજારી માંગે નહી" સત્યાનંદ બોલ્યો.

" વીર ! ધીર ધર ! " પ્રભાપતિ બોલી.

" મ્હારા જીવન પ્રયંત " તે બોલ્યો.

" કશી પણ આશ વિના ? " તેણીએ પુંછ્યું.

"આશ, મ્હારા સ્વાસમાં છે, તેને ગમે તેમ રાખવાનો ખાસ હક મ્હારા પ્રભુનો છે" તે બોલ્યો.

"શું, એમજ રહેશે વીરા!" તેણીએ પુંછ્યું.

"રહ્યો છું અને રહીશ" તે બોલ્યો.

"તું તર્ષે છે વીરા! તેણીએ પુંછ્યું.

"તે મ્હારૂ કામ છે! ધીરજ તમે શિખવી છે." તે બોલ્યો.

"ના, હુ નહી તરશાવીશ! ત્હારી પુંજન શકિત ન્યારી છે, ત્હારી ભક્તિ ભારી છે, પ્રભાપતિ, યા પ્રભા દેવી ત્હારી આભારી છે, આજેજ આ અંધારા સમયમાં, ત્હારા ધીરજવંતા હૃદય ગઢમાં, હુ ઉજાળો ફેકું છું, જો એમજ ત્હારૂં ધારવું છે તો, વીરા! ધીરા! સત્યાનંદ, તુ મ્હારો પ્રેમ આનંદ છો! હું તમારી છું, મ્હને ત્હારી સહાયની ઘણીજ જરૂર છે, જે આજથી તું આપશે?" તેણી અમૃત સમ મીઠાં બોલમાં બોલી.

"પ્રભા! પ્રભા! શું, જેમ આ અંધારી કાળી, સામેની ભભુક કળાથી મોહક બની રહી છે, તેમ આજે તુંએ, મ્હારી ગતિ બનાવી? મ્હારા હૃદય ગઢમાં ઉન્નતનો ઉર ઉછળાવ્યો છે. મ્હારા એકાંત બાગમાં ત્હારી સાથનો લાગ ધર્યો છે!" તેને પુછ્યું.

"પ્રભા પ્રભુની છે. પ્રભુ પોતાના પુંજારીઓને પ્રભા બતાવે છે, પ્રભાથી નવાજે છે, પ્રભા સતિની છે, પ્રભા માતની પાસમાં બાળની છે, પ્રભા સ્વચ્છ મન અને તનની છે, તો, પ્રભાપતિની સાથ પણ સત્યાનંદની છે—પ્રભુ શો રંગ રચે છે તેનો અજાયબ આંચકો, તે આજના તું વ્હાલા સાથના મ્હારા મેલાપનો છે." પ્રભાપતિએ જવાબ દીધો.

"ખરૂં કહું છું, વ્હાલી, કે આજેજ મ્હારા નામ પ્રમાણેની પ્રભા મ્હારા હૃદયમાં જમી રહી છે. યાને, મ્હારા હૈડામા સત્ય

આનંદ વ્યાપ્યો છે. ચાલ વ્હાલી તુંને ત્હારા ઘર સુધી ટેકો દઇશ" તેને, તેણીને બાજુમાંથી પકડી કહયું.

"વ્હાલા, ત્હારાં ભારી પુજનથી, મ્હારા દિલમાં એવો પ્રેમરસ વહી રહયો છે કે, મ્હને હવે નવીજ જાતની કસ્નટર થાય છે." એટલું બોલતા, ત્યાં પડોશમાંથી કાંઈ ખખડાત સંભળાયો.

"કોણ !" સત્યાનંદે પુછયું.

"ત્હારો હરીફ !" જવાબ મલ્યો

"મ્હારો ગરીબનો કોણ હરીફ હોય !" સત્યાનંદે પુછયું.

"હું કૌટકરાય, આજે હવે તને જવા દઇશ નહી !" કોટકરાવ બોલ્યો.

"કાં !" સત્યાનંદે પુછયું.

"એટલે એમ કે, તમે અંધારી રાત્રીએ કોણને બહેકાવો છો ?" કૌટકરાયે પુછયું.

"ઓહો, તમોએ આજે, એક બાનુની પક્ષ લેવા હિમ્મત કરી છે, પણ તેણીને બહેકાવવાનો, પુરતો હક અમુને છે. આપ ચાલ્યા જાંવ, ના તો વળી પેલા શામળાએ હાલ કર્યો, તેમ મ્હને અમસ્થું દુખમાં ઉતરવું પડશે. કાકા, મેં કોઇ સાથ હરીફાઈ કરી નથી, અને તે કરવામાં મોજ પણ નથી" સત્યાનંદે જવાબ દીધો.

"ત્હારી પાસે ખાવાને દમડી નથી, પછે, તું કરશે શું !" કૌટકરાયે પુછયું.

"એવો દમડી વગરનો, પણ મ્હારો લાખો રૂપીઆ કરતા પણ અધીક પ્યારો ભરથાર છે, આપને તે માટે શી વેદના થાય છે ? ખરેજ તમો પણ તમારૂં ઘરડે ઘડપણ, બચપણ જેવું વેચવા માંડયું છે. જાવો કાંઈ દેશપરદેશ, અને કોઇ ધુતવા એઠું હોય ત્યાં, જઇને કોઈ ગાય, બોકરી જેવી દિકરી ફસાવવા

યત્ન કરો, જેમ કરવામાં તમારી પરલોકમાં ખરેજ બોલ બાળાજ થશે, કેમ ખરૂં ધારો છો કે! જાવો રાત્રી થઇ છે, સડવું હોય, તો સહવારમાં ઘરે પધારજો, નહી તો ગામમાં ગુણીરાજ આવ્યા છે, ત્યાં જઈ કાંઈ ઉપદેશ લઇ આવજો! વીરા સત્યાનંદ, ચાલ, એમણી સાથે બાઝવું આપણુને ઠીક ન લાગે" પ્રભાપતિએ, પોતના વીરાની બાથમાં હાથ નાખ્યો, અને ચાલતી થઇ.

"ઠીક, હું એને બરોબર પુરો પડીશ, પોતાના જોર ઉપર અબળા જાતીને ફસાવવામાં, ઠીક ફાવ્યો, પણ એ તો રાત્રીએ થયું, સહવારમાં આંખો ખુલશે" એમ બબડી કોટકરાય, હરખાઇ ચાલ્યો ગયો.

માથ મતામાં ડુંબતાં—મન કેવાં હરખાય,
ધનધન કરતાં મોહમાં—ફોકટ ફેરા ખાય.
ધનથી સમજે માનમાં—મળશે કિમતી ચાહ,
એવી ધુન તું છોડરે—પ્રભૂ લીલાહ થાય!

---



## દસેરાનું બંધારણ.

"ગુણીરાજ, તમો ગામમાં પધાર્યા તે ખરેજ સગન થયા. તમને પધારેલા સાંભળી, મ્હારી દિકરી રંભાના લગનનો ગાંઠ, તમો પાસેજ બંધાવવા મન થયું" રંભાનો બાપ બોલ્યો.

" રામદાશ, હું આજ ઘણા વર્ષથી તમારી સાદાઇ જોતો આવ્યો છું પણ લગનમાં, બ્રાહમનોને તથા ગોરજીઓને તમારે તેડું દેવું હતું, રીવાજ પ્રમાણે તેમના હાથથી એ લગ્ન પ્રસંગ ભરવો હતો " ગુણીરાજે કહ્યું.

" તેઓ પણ આવનાર છે, અને તેઓ મ્હારી પુંજા પુરી કરે, તે આગમચ મેં તેમની પુંજા ઠીક કરી દીધી છે, તેમને તેમનું પુંન દાન પ્રથમથીજ કર્યું એટલે તેઓ એટલાં ભોલાં, અને ભલાં, કે રીવાજ વીશે બાપડાઓને કાંઇ યાદજ આવ્યું નહી " રામદાસ બોલ્યો.

" ત્યારે તમો ખાત્રીથી કહો છો, કે, રીવાજનો પ્રથમ હેતુ પૈસા છે ! " ગુણીરાજે પુછ્યું.

" ખરેજ પૈસા ! પૈસા પુરતાં આપ લે થયાં કે, એવા ગોરજીઓને કશી પીડા થતી નથી. એ તો જ્યારે તેમનાં ભાગ લાગમાં આડી વાત આવે કે, જોઇ લ્યો સમાજને શું સમજાવે છે? હાલના જમાનામાં જ્યારે વ્યપારને બદલે સત્તો, ધંધાને બદલે શરત, ઉધ્યોગને બદલે જુગાર, નિતિને બદલે દારૂડ્યો અવતાર, ભલાઇને બદલે નિંદાની હારમાળા, લેન ચુકવવાને બદલે ધિક્કારનો ધોધ, મતલબ માટે બીજાપર દોષ, વર્ત્યો છે, ત્યાં હવે સમાજના સામેલ સલાહકારીઓ સીધ્ધી સલ્લાહ આપે, એવા થોડાકના બળ સામે, બીજાઓનું ધુમરાન કેમ ન ફાવે ? " રામદાસ બોલ્યો.

" હું ધારતો હતો તે ઉપરાંત આપે બહુજ જાણવાની કોશેશ કરી છે, પણ એ તો સઘળાં ખેલો છે, એમાંજ સર્વેને શિખવાનું થાય છે. પણ એમ પુછું કે દિકરી રંભાનું વેશવાળ જે તમારા જમાઇ સાથ ગોઠવ્યું છે, તે, તમારી રાજી યા તે બન્ને વર કન્યાની ખુશીનું છે ? " ગુણીરાજે પુછ્યું.

"અમારી સર્વેની રાજી અને ખુશીનું છે, પ્રિતનું છે, પ્રેમની ઝેનનું છે, એ બંધે જીવોની આગલી પાછલી લેન દેનનું છે, યાને એઓ, એકમેકથી કદી છુટાં ન પડે તેવાં ભાવમાં ભરપુર છે. નથી કાંઇ વેચાણ યા આગળનો બંધોબસ્ત, નથી કાંઇ વચ્ચે ગોર, યા દલાલ, બસ બંન્નેના નેત્રોના બાણમાં પ્રાણ સમાયલો છે." રામદાશ બોલ્યો.

"ભલે ! ભલે ! પ્રભુ એમને ઘણું જીવાડો ! જુઓ ભાઇ રામદાશ. આ જગતમાં જો સુભ ફળ તૈયાર કરવા હોય, તો પ્રથમ તેનું મુળ "સંસારનો સંગાર" છે. સંસારનો સંબંધ જ્યાં સુધી બાળાઓ માટે પૈસાના ચાલાઓ, ડોળા ગુરકતા હશે, ત્યાં સુધી ખોટોજ નિવડશે. માબાપ જો તરતજ સમજી, પોતાની દિકરીના ધાણને, જુવાન સાદાઇ કમાઇ કરનારો એવા ગુણો ભાવ ભરેલો જોવાને રાખશે, ત્યાં સુધી સંસારની સીમા, ધીમા કદમે રૂડા છેડા પર આવશે, પણ જ્યાં સુધી કન્યાઓનો વેચાણના ખેચાણમાં પૈસા છે, ત્યાં સુધી જગતમાં, બહુજ ગંભીર પરિણામ થતાં આવશે. તમો ગમે એવા ગરીબ છો, છતાં તમારી દિકરી રંભા ખરેજ ઉંચ વર્ણ અને ઉત્તમ ખ્યાલાતથી ભરપૂર છે, કદાપી, તમારી જગ્યાપર લોભી માત પિતા હતે, તો, આજે એ કયારની, પેલા ફ્રોટકરાય સાથ વેચાઇ ગઇ હતે !" ગુણીરાજ બોલ્યો.

"તે, ફ્રોટકરાય, પોતાના સોકટ નાંખી રહ્યો હતો, ઘણીએ લાલચ અમને દેખાડી હતી પણ અમે, તેને આડી નઝરે પણ ઝાંખ્યો નહી. થોડા દિવસો પર, તેને પોતાની ખરાબ ચાલની ગતિ, પ્રભાપતિ ઉપર અજમાવવા ધારી હતી, પણ સત્યાનંદની હાજરીથી તેણી બચી ગઇ" રામદાશ બોલ્યો.

"શું, એ કોટકરાયને કાંઇ ખબર થાય, એવું ન થઇ શકે ?" ગુણીરાજે પુછયું "ભાઇ, એના પૈસા એટલા, કે એની સામું કોણ થાય ! પણ પ્રભુજ એને ઠીક પાઠ દીયે છે, એટલે આપણે પંચાત શી ?" રામદાસ બોલ્યો.

"મેં પ્રભાપતિની બહુજ તારીફ સાંભળી છે, હું તો એમને ઘણીકવાર મલ્યો છું, તોએ બહારથી ઘણું સાંભળ્યું છે, કે બાઇ બહુજ ભલી છે" ગુણીરાજ બોલ્યો.

"પ્રભાપતિ, આપણે ત્યાં, જે વખત જાય છે, તેમા, પોતાના વીરા સત્યાનંદ સાથ આવશે. હા, હમોને ખબર કરવામાં આવી છે, કે, તેણી પોતાના ભવિષ્યના ભરથારને, આજે સાથેજ તેડી લાવનાર છે, અને તે ધણી, તે તમારો માનીતો દાશ સત્યાનંદ છે !" રામદાશ બોલ્યો.

"કોણ ! સત્યો ! મ્હારો સત્યાનંદ ! અને, તે પણ વળી પ્રભાપતિ દેવી જેવી બાઇ સાથ ! ખરેજ પ્રભૂએ જોડીજ બનાવી છે, એકલું એજ છે, કે, પ્રભાપતિ શ્રીમંત છે" ગુણીરાજ વમાસનમાં બોલ્યો.

"સત્યાનંદને, શ્રીમંત થતા ઝાઝી વાર ન લાગે એમ છે, કારણ કે, અમારી પડોશનાજ ખેટરના હવાલા રાખ્યા છે, અને ઉદ્યોગી ટોળી સાથ ધંધામાં ઠીક પ્રવેશ કરી રહ્યો છે" એટલાંમાં સામેથી રંભા દોડતી આવી, પણ ગુણીરાજને જોતાંજ ચમકી, અને વાંકી વલી દર્શન કરવા મંડી.

"દિકરી રંભા ! કાંઇ નહી બોલ ! અપણા મુરબ્બીજી ગુણીરાજ છે, એવન, ત્હારા લગ્નના ગાંઠ સાંધશે." પિતા વચ્ચે બોલ્યો.

"ગુણીરાજ, તમને મ્હારા હૃદયના પ્રણામ ! તમારી સેવા મ્હારાથી નથી બની તેથી ક્ષમા !" રંભા વાંકી વલી બોલી.

"દિકરી રંભા, આજના ત્હારા રૂડા સગનના પ્રસંગમાં, તને પ્રભુની ક્ષમાજ છે" ગુણીરાજે કહ્યું.

"પિતાશ્રી, ચાલો, તમો, ત્યાં આવશો, મ્હારી વાહલી પ્રભાપતિ આ આવ્યાં છે, વેહ્રા, વાર ન લગાડશો, ગુરૂ ગુણીરાજ તમો પણ આવશો." રંભાએ બન્નેને પોતાની પાછળ આવવા કહ્યું, પોતે એક નાની કુમળી વછેરડી માફક દોડવા માંડયું. પેલાઓ પાછળ ગયા, અને પ્રભાપતિને પોતાની સામે આવતાં દીઠી.

"જય! જય! ગુણીરાજજી! જય! આ મ્હારા સ્વામિજી સત્યાનંદ! તમારો સદાનો દાશ, અને વળી જે બાઇને સાથે તેડી લાવ્યો છે, તે પણ તમારી દાશી!" પ્રભાપતિ, પોતાના સુંદર મુખના કોમળ કળી જેવા દાંત દેખાડતી હશી.

"સત્યા, તું ભાગ્ય ભોગજે! ત્હારા સતનો બદલો, આ અવનિ ઉપરજ પ્રભુજીએ આપ્યો, સુખથી સાચવજે! સેવા કરજે, અપારઅપાર ગતિમા, પાર થજે!" ગુણીરાજે, બન્નેના માથા ઉપર નમ્રતા સાથ હાથ ધર્યા, અને મુગે મોડે, કાંઈ શબ્દો આશિષમાં દીધા.

"ગુરૂજી, તમારા આશિષ સાથ, અમારા લગન પણ પુનેમ, માણેકથાળી પુનેમપર નિરધાર્યા છે, જે પણ તમો પાવન કરજોજી" પ્રભાપતિ બોલી.

"જેવી ઇશ્વર આજ્ઞા! દિકરી હું જરૂર ને પાલીશ!" ગુણીરાજ બોલ્યો "ઓહો, ત્યારે તો હુ મ્હારા શામળા સાથે, વ્હાલી પ્રભા, ત્હારા, સત્યાનંદ સાથ જરૂરજ બેશીસ" રંભા વચ્ચે પુરાઇ.

"મ્હારૂં ભાગ્ય ખરેજ મોટું. ગુણીરાજથી લગ્ન ગાંઠ!

પડોશમા, માહારો સત્યાનંદ, સાથે રંભા, અને વળી બધાને દિપાવતો, ત્હારો પ્રેમી શામળો, મ્હારો ધર્મભાઇ ! રંભા–તું એતો અવધી કરી છે !" પ્રભાપતિ બોલી.

" શાની !" તેણીએ પુછ્યું.

" આ બિચારા શામળાને ફસાવવાની !" પ્રભાપતિ બોલી.

" બધાં મ્હનેજ શા માટે દોષીત ગણે છે ! શામળાને મેં ફસાવ્યો, કે, એને મને ફસાણી !" રંભાએ કહ્યું.

" એ બધુંજ સરખું ! શામળાની ખાસીયતજ એવીજ છે" પ્રભાપતિ બોલી.

" તે વળી કેવી !" રંભાએ પુછ્યું.

" કે, જ્યા સતી, રાજ કરતી હોય, ત્યાં એ જતી બનીને જાય છે, અને, ફાંસમાં ફસાય છે" પ્રભાપતિ બોલી.

"ફસાય છે, ના બોલ, બ્હેની, ફસાવે છે, એવો, એ શામળો છે" રંભાએ હસીને કહ્યું.

" ધન્ય ! ધન્ય, બ્હેની, ત્હારી સમજ પ્રિતમાન છે, સદા ત્હારા શામળાના હિતપર હાલતી રહેજે, અને સુખ પામજે !" પ્રભાપતિએ, એમ બોલી રંભાને ઓવરણે વધાવી, પણ તેટલાંજ, તેણીના માથા ઉપર રૂપેરી તબકડીનો રેંટ ફરવા લાગ્યો, " એ આ શું ?" પ્રભાપતિએ પુછ્યું.

" મ્હારી દિકરીને જે ઓવરણે વધાવી, તે બન્નેને હું રૂપેરી થાળમાં શાકર ભરી, વધાવું છું ! ગુરૂજી ગુણીરાજ બોલો, સાથે મલી, કે સઘળાને જય ! પ્રભુને જય, પતરાણીને જય ! સત્યને જય ! ધર્મને જય ! જ્ઞાન અને જ્ઞાનીને જય ! રાજ્યને જય ! જય ! જય !" માતા બોલી.

" ત્થાસ્તુ." બધા સાથે બોલ્યા.

પ્રેમી વીર, આજે, વ્હાલાઓ છળકાયા છે. સર્વ મધન મધન થયા છે. જીવ આત્મા ખુશાલ બન્યો છે, જ્યારે એજ દસેરાને દિવસે, હઝારો પાડા અને ગાયો ગોઢાંનો વધ થાય છે, પ્રભૂ તેને તેવા દુખ કરનારાઓના અવિચારમાંથી ઉગાડો, જીવઆત્માને રક્ષણ કરવા ભાન આપો, નિર્દોષને બેતકસીર વધ કરી, ભલે એમ સમજતા હોય, કે તેઓ પુન્યભાવનો રીવાજ પુરો કરે છે, અને પુન્ય લીયે છે, પણ તે અજ્ઞાનોને જાણવા દીયો કે દસેરાને દિવસે પશુ વધ ન કરવાથી, તેઓ, વધ કરવાથી, જે સ્વર્ગ મેળવતા હોય, તે કરતાં, વધારે મોટું સ્વર્ગ મેળવશે. દસેરાને દિવસે પશુનો વધ ન કરતા, આવા ઉત્તમ પ્રકારના લગનના સાટાં સાંધીને દિવસ પસાર કરશે, તો આખર બ્રહ્મ રાજી રાજી થશે. રીવાજનો રાહ ગમે એવો હોય, પણ જ્યાં આ પ્રમાણે કોઇપણ જીવનો વધ કરવો, એ સરી-આમ ખોટારૂ છે. ભૂલ ખવાડનારૂ છે. છતાં જગમાં, એ દિવસે એવું ઘણેક ઠેકાણે થાય છે, અને તેમાં વધુ વાર હવે ન થતાં, ઇનસાન જાતના દરેક રૂડા ગુણો, જેનાથી જેમ બને તેમ વાપડી, એવો ઘાટ અટકાવવા સર્વ કોઇ શ્રમ લેશે.

આ ભાગ બંધ કરવા અગાઉ સાંજ થવા આવી છે, અને રાત્રીની થાક લેવા જવા પહેલાં, આપણને ખાતરી મલી છે કે, શામળો; સઘળાઓની ખુશાલી અને ભલી દુવા સાથ, પત્ની સાથે પવિત્ર સ્નેહના સાટાંમાં એક થયો છે. ગુણીરાજે, જે કાંઇ ત્યાં શિખ જેવું કહ્યું, તેમાં, વર અને વહુ વચ્ચે એખલાસ અને પ્રિત, માબાપ તરફની આજ્ઞા, અને તેમની સેવા, સાચવત અને સિધ્ધો કારભાર, કરકસર અને ધર્મ જતન કરવા માટે આગ્રહનો ઉપદેશ દીધો અને પવિત્ર

ગાંઠ સંધાયો—આપણે એવા ભલા જોડાને આશિષ ચાહીશું, અને આગળ વધીશું.—

રંગ રમાચે કોઇ સ્થળ—ગમ ભમે કોઇ દ્વાર
અહીં બને છે પાર કો—તહીં બને કો હાર
જુઠું બોલી ખાય છે—કોઇ પંચ પકવાન
સત મારગ ભમતાં ફરે—તે પામે છે હાન
રૂપ સુંદર ત્યાં માર છે—કદરૂપ જાએ પાર
પણ આખરમાં નેક જે—તે જાયે હર દ્વાર !





## દિવાળીનો મહિમા.

"ગુણીરાજ, તમોએ અમારી પરોણાગત સ્વિકાર કરી, તે માટે, અમો ખરા દિલથી આભારી છીયે. અમારા ગામમાં અવાર નવાર પધારતાં રહો, અમોને કંવું જ્ઞાન મળતું રહે" પ્રભાપતિ, પોતાના પતિ સત્યાનંદના ખભાપર હાથ ટેકવી બેઠી હતી.

"તમારી મહેરબાની અને જ્ઞાનના સ્લોકો સાંભળવાની ઉઠકંથા છે, તો હું આવું છું. પણ દિન પ્રતિદિન મ્હારા સ્નેહિઓમાં ઘણોક જાણવા જેવો, આત્મિક વધારો મ્હને માલમ પડે છે" ગુણીરાજ બોલ્યા.

"અમો એમ પુછીશું, ગુણીરાજ ? કે દિવાળી ઉપર લોક રોશનીની ભભુક કરે છે, તે કાંઇ ધર્મના ફરમાન અર્થે થાય

છે ? વળી ફડાકા પાછળ પૈસા બરબાદ કરી, એવો દુર્ગંધ ફેલાવે છે, તેમાં કાંઇ ધર્મીક તત્વ હશે ?" સત્યાનંદે પુછ્યું.

"બેટા, સાધારણ નઝરને સંતોષ આપીશું તો એમ સમજાવવા હરકટ નથી કે, વરસાદના દિવસો પુરા થાય છે, જગ જગે ભિનાશ પસરેલો હોય છે, તે માટે ગરમી પોંહચાડવા, એ ત્રણ ચાર દિવસ રંગરાગમાં રોશનીની હાજરી ખાસ ગરમી રૂપ તત્વ કહેવાય, જ્યારે ફડાકાનો પવન તો, પૈસાની બરબાદી સાથે દ્રવ્યના ફોકટ ચેડાંજ કહેવાય ! છતાં વર્ષની આખેરીએ લગાર મોજ શોખ સાથે હોય, તે પણ રૂડોજ મહોતસ્વ કહેવાય, પૂન-દાનનું સાધણ નિવડે, અને એમ કરતાં ગરીબને પણ કટકો કોર મળતું થાય" ગુણીરાજે જવાબ દીધો. "કહે છે કે, કાળી ચૌદશને આગળ પાછળ દિવસો, ભુત પિચાશની કાળી કળા, કોઇ જીવ પર બળાના સાધણ વરસાવનાર તરીકે, સુભ મુહુર્ત ગણાય છે એ વાતમાં કાઇ મનાય એમ છે કે" પ્રભાપતિએ પુછ્યું.

"જેના હૃદયમાં સ્વચ્છ, બીન દેહેસ્તના ધપકારાઓ થાય છે, ત્યાં એવી કળા કશુંએ કામ કરતી નથી. જેઓને, જેવો ભરૂસો હોય, તેવા ભોલા ભરૂસા ઉપર, શંકાવાળાઓ, અને વહેમીઓને એમાં વ્હેજાં મારતા કોણ અટકાવશે ?" ગુણીરાજે જબાબ દીધો.

"ગુણીરાજ મહારાજ, આપણે હાંથી આપ પધારો, તે આગમજ એક અરજ છે, જે આપ પુરી પાડશો !" પ્રભાપતિએ પુછ્યું.

"કહો તે શું છે !" તેણે જાણવા માગ્યું.

"હું તમને એક પત્ર આપીશ, તે ભલામન પત્ર છે, અને મ્હારી એક પુરી સહી જેને આપ જાણો છો, ત્યા લઇને જશો !" તેણી બોલી.

"કોણ બાઇ છે, તમો ફરમાવશો, તેમ કરવા હું કોશશ કરીશ" તેને જવાબ દીધો.

"મ્હારી સદા વ્હાલી સખી રૂપસુંદરી" પ્રભાપતિ બોલી.

"રૂપસુંદરીને મ્હારાથી શું કહેવું છે ?" ગુણીરાજે પુછ્યું.

"હું પત્ર એવી રીતે લખીશ કે, તમને, થોડીક ઘડી કાંઇ સ્લોક ભાવમાં સાંભળે" પ્રભાપતિ બોલી.

"તેણીને એવી ભાષા તથા ધર્મનો ભેદ તથા મર્મ સાંભળવા ગમશે કે ?" ગુણીરાજે પુછ્યું.

"ગમશે કે નહી ગમશે, પણ મ્હારૂં કેહવું માનશે, અને તેમ થયું તો, તમે જેવા જ્ઞાની થોડીક વેળામાં પણ મ્હારૂં ધારવું કાઇક રૂપે આગળ વધારશો" પ્રભાપતિ બોલી.

"તમારી જેવી ઇચ્છા !" હું મ્હારૂં સામર્થ વાપડીશ, ચીઢ ચઢશે, તે સાંખીશ, પણ તમારી મરજી પ્રમાણે હું જઇશ" ગુણીરાજે જવાબ દીધો.

"હું એવું ધારૂં છું કે, આપ કાલે નવાં વર્ષને દિવસે, સહવારમા સુમારે દશ વાગે પધારશો, તે વેળા દાશીઓ, સાથ, એ સિંગારમાં હશે, તેજ સમય મ્હને અનુકુલ લાગે છે." પ્રભાપતિ બોલી.

"હું જરૂર તેમ જઇશ" ગુણીરાજે જવાબ દીધો.

"હવે ગુરૂજી, બીજી એક વાત ઉપર આવું છું, જેમાં પણ મ્હારી ખાત્રી છે કે, આપ મ્હારૂ સમાધાન કરશો" તેણી બોલી.

"તમો એટલા નેક, ભલાં, અને સ્વસ્થ છો, કે, તમારાં જેવાંઓને સમાધાનની કંઇ ઝાઝી શિખવવી પડશે નહી, બોલો, શી બાબત છે ?" તેને પુંછ્યું.

"સ્ત્રીએ, સ્વર્ગસ્થાન જવા શું કરવું જોઇએ ?" પ્રભાપતિએ પુંછ્યું.

"માબાપના ઘરે, માતપિતાની આજ્ઞા અને તેમનું માન જાળવવા યત્ન કરવો. તથા પતિ સેવાથી નમન ચાલુ રાખવું જોઇએ!" તેને જવાબ દીધો.

"શું, સ્ત્રી, એકલી ભક્તિ માર્ગે, શ્રીનાથને ન મળી શકે?" તેણીએ પુછયું.

"સ્ત્રી, સંસારના સિંગાર માટે સરજી છે. તેણીની ઉપર સંસારની વેઠ જેવું આવે, તે કરવા તેણીએ તૈયાર રહેવું જોઇએ. પતિ પરમાત્મા અને સતીની વચ્ચે રહે છે, પતિની સેવા કરવા વિન,, સતી સ્વર્ગના સ્થાપકને મેળવી શકતી નથી. સ્ત્રીધર્મ પતિ સેવામાં છે. પતિ ધર્મ, પરમાત્માની આજ્ઞા ઉપર છે." ગુણીરાજે સમજાવ્યું.

શું, પતિ ગમે એવો હોય, તો સ્ત્રીએ કાંઇ બોલવુંજ ન જોઇએ?" તેણીએ ફરી પુછયું.

"ના, પતિની સામે કશુંએ ન બોલવાથીજ સતીનું સત પણ જેમથી જામશે, પણ આજે તે કયાં ચાલે છે. વરથી કાંઇ થઇ ગયું, કે સ્ત્રી જોઇ લ્યો કેવાં રૂપ સજાવવા તૈયાર છે!" તે બોલ્યો.

"ખરેજ, એ તો ગેરવાજબી કહેવાય, કે ગરીબ બીચારી બાયડી ધપોલા જીલે, ને પતિ કશો દોષમાં ન આવે!" તેણી બોલી.

"એમ નથી. સંસાર તેવું ગોઠવ્યું હોય, તો તેવો કાળ આવતોજ નથી. શું, તમારા નાથ સંત્યાનંદ તમને કાંઇપણ કહેશે, તે કરવા તમો હમેશજ તૈયાર છો, ખરૂં કે નહી?" ગુણીરાજે પુછયું

"હા! હું તૈયારજ છું, પણ તેવન મ્હને એવું અઘટીત કહેશે નહી" તેણીએ જવાબ દીધો

" ત્યારે, એવાં અઘટીટ બ્હાનાને લીધેજ વેઠવું પડે, તો માત્ર એજ કે, મુંગે મોઢે કરવું, તો પ્રભૂ તો માથેજ છે." ગુણીરાજે સમજાવ્યું.

" હા ગુરૂજી, હવે હુ સમજી. સ્ત્રીની એવી ફર્જ છે, કે, પોતાના ભરથારનાં ઘરમાં એવું સુખ આવતું કરવું, કે, તેના મનતું શ્રેત્ર સમાધાન રહે, અને બ્હાર જવું ન પડે" તેણી બોલી.

" ત્યારે એ જાળવવા શાની ગરજ છે ?" તેને પુછ્યું.

" સ્ત્રીની મોહક મનભાવની રચનાની ! જેવી તેણી ઉમંગી અને ઉત્સાહી રહેશે, જેવી તેણી, પતિના દરેક કામમાં મૌજ માનતી થશે જેવી તેણી તેનીજ પ્રિતની ચાકરી કરવા લક્ષ આપશે, કે પતિ હમેશ તેણીની પાસથી કદી દુર જશેજ નહીં" અને ઘરે સુખવાસ જોશે પ્રભાપતિએ જવાબ દીધો.

" ધન્ય છે, પ્રભાપતિ ! તમો માફક સર્વે ઠેકાણે એવો રાગ ફેલાય એજ ઇચ્છા, ઇશ્વર ફલીભૂત કરે !" તે બોલ્યો.

" ત્થાસ્થુ" સત્યાનંદે સેવટ આણ્યું—સઘળાઓ આનંદ ભાવે, ખાઇ પી નિંદ્રાવશ થયા. પ્રભૂ સઘળાને, આખ્ખા દિવસની થાક પછી, નિંદ્રાની આશ આપો ! આશાએશ મલો ! અને સુખી સ્વપ્ના જોઇ સુખનો સુર્ય નિહાળતા સહવારે જાગૃત કરો !

નિંદ્રા દૈવી ત્યાં વસે—છે જયાં સાચી પ્રિત
વળી કવી, સત બોલ જયાં—તે ત્યાં રાખે હીત
છે સેવા સતવંત જયાં—ત્યાં કરશે તે લાડ
ક્રોધ, કુકર્મ કરતાં હો—નિંદ્રા ભાંજે હાડ
નિંદ્રા રડતાં બાળને—ઝટપટ આપે પાંખ
દ્વેશ કપટને જુઠની—કદી ન પુરશે શાખ



# " વીર વિશ્રાંત. "

આ સ્થળનું નામ " વીર વિશ્રાંત " કેમ રાખવામાં આવ્યું તે જણાયું નથી, પણ નામ પ્રમાણે ત્યાં વીર માટે વિશ્રાંતિજ હોવી જોઇએ તેને બદલે, આપણે, ત્યાં નઝર ફેંકી હતી, ત્યારે નિત્યાનંદ અને તેમની પત્નિ રૂપસુંદરીની ગાંઠ કરી આવ્યાં. શું ત્યારે વીરનો અર્થ કાંઇ એવો થતો હશે, કે, દ્રવ્યના જોરે, તેઓ પોતાનો શુરવીર દાખવતા હશે? શું, જ્યારે, નામાંકીત ગ્રહસ્થ કાંઇ કોઇ ધર્માદા કામ માટે ફંડ ઉઘરાવતા હશે, અને, તે ટીપમાં નિત્યાનંદજી તેમજ તેમની પત્નિ રૂપસુંદરી મોટી રકમ કાઢી આપતાં હશે, જેથી તેઓને વીર કહેવામાં આવતા હશે? યા ખરેખર તેઓનો વડવો માહાભારત કામ કરી ગયો હશે, યા કાંઇ સરકાર દરબારમાં બહાદુરીનાં કાર્યો કરી કીર્તિ મેળવી ગયો હશે! કારણ કે આપણે, પેલા મહોતસ્વના દિવસે જે કારોબાર કાંઇ દુર દ્રષ્ટિથી જોયો, તેમા નિત્યાનંદજી કાંઇ શુરવીરા હોય એમ જણાય એવું જરા પણ કારણ મળ્યું નથી. આપણે તો એમ ખ્યાલ રાખતાં હતાં કે બહારના દરવાજા ઉપરનું નામ, અંદર વસનાર લોકની મતિ માટે લક્ષણ રૂપ ભાવ દેતું કાંઇ હશે, પણ ના તેમ હતું નહી. આપણે અભિપ્રાય આપતાં થોભીશું. હજી કાંઇ તેવાં પ્રસંગો આપણા જેવાં નવીન આવનાર અને જોનાર માટે કદાપી થવાના હોય. આજે આપણી સ્વારી તે તરફજ છે. આજે નવિન

વર્ષના પહેલાં દિવસનો વહેવાર તદનજ કોમળ લાગે છે. ઘરે ઘરે ચોકના સાઠીયા રંગી બેરંગી તરાહ સાથ તૈયાર કરવામાં આવ્યા, બારણે પુષ્પની તોરણો, મંડ થંડીમાં લટક લટક કરતી, જાણે, કોઇ આવનારને લાડથી આવકાર દેતી હોય તેમ લાગે છે. જગેજગે પમડાતથી ઘરના સરસામાન હસી હસી આપણને રિઝવતાં આવકાર આપતાં હોય. તેમ ભાસે છે, ઘરના ખુણે ખુણાં આજે વધું સ્વચ્છ થઇ મધન થયેલા, આપણને પોતાની તાઝગી દેખાડતા લાગે છે, અને નાના મોટા ભુલકાંઓ, રમતમાં આમ તેમ દોડે છે. જનાર અને આવનારના મોઢાં ઉપર નિર્મળ પ્રભાત પ્રકાશ દેતી જાયે છે. ઓહો સઘળાં દિવસો, નવાં વર્ષ તરીકેજ પળાતા હોય ને! આજના નવા વર્ષ જેવી દોડધામ આનંદ આનંદ આપે છે, તેમ આખાં વર્ષમાં થતું હોય ને! ભિક્ષુક માત્રને ખુશાલી પડી છે, તેવી બીચારાં-ઓને હમેશની મદદથી સહાય થવા જેવું ચાલુ રહેને! એવી અનેક રંગ રચનામાં, આપણી દ્રષ્ટીએ ગુણીરાજ, આ ઉપલા વીર વિશ્રાંતમાંજ જતાં જણાય છે. દરવાજા ઉપર કોઈ ખાસ સીપાઈ આજે હાજર નથી, કે નવા આવનારને પુંછે. આજે તો સર્વેને માટે, આવન જાવન ખુલ્લી હતી. આજે જે આવે, અને જાય, તે ખુશાલીજ લાવે એમજ મનાતું હતું. પણ ગુણીરાજ સીધ્ધા ગયા, છતાં ખાસ દિવાનખાના આગળ આવી પુગતાં, એક બાઇ, ભારે સિંગારમાં સજ થયેલી હતી, તેણી તેમને અટકાવી પુંછવા લાગી.

"કાકા! આપ કોણ છો? કોણને પુછો છો?" તેણીએ સ્વાલ કર્યો.

"હું આ મકાનના બાઇજીને મલવા આવ્યો છું" ગુણીરાજે જવાબ દીધો.

"તમે અગાઉથી તે માટે લખી પુછાવ્યું હતું, કે અમસ્થા કાંઇ દિવાલીની બોહોની લેવા આવ્યા છો ?" તેણીએ લગાર તુંડાઇથી પુછ્યું.

"હુ પોતે ખાસ મ્હારે માટે આવ્યો નથી, બાઇજી !" તે બોલ્યો.

"ત્યારે શું કોઇનો સંદેશો લાવ્યા છો ?" તેણીએ પુછ્યું.

"જી હા" તે બોલ્યો.

"ત્યારે કહેતા કેમ નથી કે તમો કોઇના મુનીમ મહેતાજી છો" પેલી તરડાઈ.

"ના, એવું પણ કાંઇ નથી, છતાં તેવો ગણીને બાઇ સાહેબને ખબર કરશો તો આપણો સેવક નમસકાર કરે છે" ગુણીરાજ નમન કરતો બોલ્યો.

"કાંઇ ચીઠી પત્રી છે કે ?" તેણીએ પુછ્યું.

"જી હા !" તે બોલ્યો.

"લાવ ત્યારે, મ્હને આપી દેવો !" તેણીએ ચીઠી માંગી.

"તે તમને ન અપાય, તે હાથો હાથ બાઇજીને આપવી છેજી" તે બોલ્યો.

"ત્યારે અંદરે ન જવાય ! એટલી શેખી કરવી હતી, તો મ્હને શા માટે રોકી અને ખોટી કરી ?" એમ બોલી ડોળા કકડાવતી ચાલતી હતી કે તેટલાં તેજ ઓરડા માહેથી બાઇ આવી લાગી હતી.

"કેમ ચંપા શું છે ? કોણ સાથ વઢે છે ?" એમ બોલતાં રૂપસુંદરીની નજર ગુણીરાજ ઉપર પડી અને પુછ્યું "કેમ ગોરજી, શું કહો છો ?"

"તમને આ ચીઠી આપવી છેજી ?" ચીઠી આપતા બોલ્યો.

"લાવો ! શું કામ છે ! આપણું નામ શું ?" રૂપ-સુંદરીએ પુછયું.

"આપ તે ચીઠીમાં ઝટ જાણુશો" તેને વાંકા વળી જવાબ દીધો.

"તમને બોલતાં શું થાય છે ?" એમ રીશ ચઢાવી ચીઠી વાંચતી અંદર ગઇ. વચલા ભાગમાં અતિ ઠાઠમાઠથી સિંગારેલા હીંચોલાા ઉપર પડી આસપાસ બીજી રૂપવંતી દાશીઓ ફરતી રહી, માથાના બાળ, તરેહવાર લચકદાર વિંટમાં ઝુલ્યા પડયાં હતા. આંખોમાં કાજળ જડી હતી, હાથમાં ઝગ ઝગીત આભૂષણો પહેર્યાં હતાં. ચીઠી વાંચી પોતાની સાહેલીઓ માહેલી એકને બોલાવી, અને બોલી "આ લે, તુલશી, જરા મોટે વાંચ !" તુલશીએ લીધી અને વાંચવા માંડી.

"મ્હારી વહાલી બહેનપણી રૂપસુંદરી,

આ ચીઠી લાવનાર ગુરૂજીનું નામ ગુણીરાજ છે. આજના એ નવા વર્ષના મુબારક દિવસે, એમને ત્હારી પાસ, એ માટે હાજર કરાવ્યા છે, કે, એના તરફથી, આજના શુભ દિવસે બે વાત સાંભળશો. તું વ્હાલીનો મહારા ઉપર એવો ઘાડો પ્રેમ છે, કે, એ ગુરૂજીને થોડીક પળ સાંભળવા, ત્હારા મુંજ પ્રત્યના પ્રેમ અર્થે, અવકાશ ફાઝલ પાડશે જે માટે મ્હારા ઉપર ઉપકાર થશે. આજના સુભ પ્રસંગનો રંગ, ત્હારા હ્રદયમાં સદા કાળ રમતો રહે, અને ત્હારામાં હ્રદયરંગ વ્યાપે, ફકત થોડીજ વાર પણ એમને સાભળતાં, ધીરજ રાખજે, અને એમ ના માનતી કે કાંઈ એમની ત્હારા તરફથી કાઇ બોહોની મેળવવા માટે લલામણ કરી છે. એ ઘણા ભલાં છે, અને એમની આજ

દિવસની મુલાકાતથી, મ્હને ઘણોજ આનંદ થશે કે, તું વ્હાલીએ એમને સાંભળવા, મ્હારો સુખન કર્યો.

લા. ત્હારૂ સદાય ભલું ચાહનાર
પ્રેમિ સખી પ્રભાપતિ સત્યાનંદ."

સઘળાંએ ચીઠી સાંભળી પછી રૂપસુંદરી, દાશીઓને, પોતાની નજદીક બોલવી હળવે બોલી "આ જોયા જગતના કૌતક. એ કાંઇ પણ પરાવવા આવ્યોછે. છતા મ્હારે એને સંભાળવો પડશે. તમો સઘળી હયાંજ બેસજો, અને જે કાંઇ બોલે, તે સાંભળ્યા કરજો. જો એવો કાંઇ સેજ પણ ઇસારો કરશો, કે તમો એમનુ બોલવુ સમજવા ભાવ કરતા દેખાવોછો, તો કદી હયાંથી, એ કહેવાતો ગુરૂ પટશે નહી. જાવો કોઇ તેડી લાવો" એમ બોલી પોતે, મખમલના ભરેલા તકીયા પર આલોતી બેઠી.

ગુણીરાજ અંદર આવ્યો, અને રૂપસુંદરીએ આંગળીથી એક નાનું તુલ બતાવી બેસવા કહયું, પણ તે તુલ પર નહી બેસતાં, ભોંય પર ફસડાઇ બેઠો, અને સઘળાને નમસકાર કરતો, હાથ જોડી થોભયો.

"બોશોજી, તમારે શું કહેવું છે? ટુંકમા પતાવશો તો ઠીક" રૂપસુંદરી બોલી.

"પ્રથમ, તો પરમાતમાએ, આજે આપણને નવા વર્ષની નવીનતા દેખાડવા જીવતા રાખ્યા, તે માટે, ઇશ્વરની આપણા તરફની સેવા માટે, આપણને ઉપકારનો ઉદગાર કાઢવો જોઇએ, અને તેમ કરતા સેવા શબ્દ આપણે સંભારવો જોઇએ, જેથી, આપણને પોતાને પણ બીજાની સેવા કરવા માટે ઉનંતી રાખવી જોઇએ! સેવા આપણા પોતાના શરીરની, મનની, તનની,

આત્માની કરવી, તે પછી આપણી આસપાસનાઓની, ગરીબ સગા વહાલાંઓની, અનાથોની, રંક અને આંધળા પાંગળાઓની સેવા તરફ ધ્યાન કરવું જોઇએ. એ સેવા માટે હું ઘણું બોલવા માંગતો નથી ફક્ત, તે માટેનો એક દોહરો બોલીશ, જેની આ સાથ એક નકલ તમો માટે તૈયાર કરી સાથેજ લાવ્યોછું અને તમો આગળ, તે ઉતાવળે વાંચીશ" " ગુણીરાજ એમ બોલી થોભ્યો.

" હા, એમજ છે. તમે બને તેમ ટુંકમાંજ કરશો ! " રૂપસુંદરીએ કહયું.

ગુણીરાજ વાંચવા લાગ્યો.

## દોહરો.

"સેવા કરજો રામની" !

" સેવા કરલે રામકી—અંતરકા પયછાન
ભક્તિ મારગ ચાહ સદા—મૂક્તિ પામે જાન
રંક તારણકે બાસતે—સોંચ ભલા, કો ચાર
જીસ કારણસે તું ભલા—જગસે હોવે પાર
સેવા કર, તો માતકી—બાવાકા સંભાળ
ભાઇ બહેનકો સાંસ દે—સબસે ઉંચા ખ્યાલ
નિર્ધન કો રોટી દિયો—અજ્ઞાનતાકો ભાન
ઇસ કારણકે બાસતે—પામે રબકી શાન !

બસ સેવા માટે, તમો બાઇજીને મ્હારે એટલુંજ કહેવું હતું, હવે, કાઇ ટુંકમાં તેજ પ્રમાણે, સેવા સાથે ભક્તિ માર્ગનો લાગ પણ સાચવવા થોડીક લીટીઓ આ પત્રકમાં

લખીછે, તે પણ તમો રાખશો, જ્યારે બીજી નકલમાંથી તમોને ઉતાવળે વાંચી સંભળાવવા રજા માંગુછુ " એટલાંમા બાઇએ આગળ બોલવા ડોકું હલાવ્યું

## ભક્તિ.

ભકિત જૈસો બીજ નહીં—એ ધરતી દરમ્યાન
ના ઉસે હાણી મીલે—ના જાવે કો માન
ફળ ઉસકા જો તોડ લે—દેખે કયા મીઠાશ
સાચ ધીરજ સતવણુકી—પામે ઉસમે બાંસ
બાંસ ભરે જો દમ ખરે—વ્હો ચાખે સુખવાસ
ઉસ પમરકી સાથમે—જાવે એ હર પાસ.

આ દોહરો ભકિત માર્ગનો છે. સત્ય બોલવા સાથે, બીજાનુ ભલુ કરવાનો માર્ગ ખરો ભક્તિ માર્ગ કહેવાય. ભક્તિ જો એકલું આપણુજ ભલુ કરવા માટે કરવી પડે, તો આત્મા ઉન્નતી પામશે નહી. ઘોડાને પાણીની પ્યાસ લાગતાજ પાણી જેવી કોઈ વસ્તુની કદર કરતો હોય, પશુ, પ્રાણીઓને કોઇ કારી જખમ લાગવાથી ભાન થતી હોય, કે કાઇ માર જેવું, યા દુખ જેવું શ્રષ્ટિમાં હશે, પણ મનુષ્ય માત્રમાં, એવીજ સમજ જરૂરજ પ્રસરી રહેવી જોઇએ કે, ભકિતમાં પોતાના સ્વાર્થ કરતા, પારકાંઓનું ભલું કરવાનો માર્ગ વધારે મોટો હોવો જોઇએ. વખત બહુજ થોડો છે, અને ' કાલ " વહી જાયે છે, માટે ' કાળ ' ને લગતી કાઇ વિગત, આ ત્રીજા પત્રકમાં લખી છે, " એમ પત્ર આપતાં પોતે બીજો કાગળ લઇ વાંચવાંજ મંડયો.

## " કાળ " દોહરો

'કાલ' કહી વ્હો આજ ભઇ—આજ બની હય 'કાળ'
મોહ હવસકો છોડ દે—ના તો બન કંગાળ
ધન, સંપટ અનમોળ પ્યરે—એ પૃથવી કે બીચ
તજ, ભલા, એ ભ્રાંન્તકો—બાણુ સાચકા ખીંચ !
બાળપણુ મે ખેલ રહા—કોઇ રમતકી સાથ
મકતબ મે જાતે સમય—વ્હો છોડે સંગાઠ.
કીસ કારણુ સગપણુકી—માયામે મળકાય
ખટપટ કુછ આવે ઇધર—જીમે કલટર પાય
રામનાથકી પાસમે—ભર હિરદયકા ગાંઠ
ભવ ભવ તું પાછે ફરે—રહે નાથકી સાથ–

બસ બાઈ સાહેબો, આપણો વખત લીધો, ક્ષમા ! આપે મુજ સેવકના સાદા શ્લોક સાંભળ્યા, પરમાત્માં તમારૂં ચૈતન્ય શ્રેષ્ટ કરો ? સુખી રહો ! " એમ સર નમાવતાં ગુરૂજી ઉઠયો.

" કાઇ, પાન સોપારી લેશો ! " સેજ આનાકાનીથી રૂપસુંદરીએ પાનની તબકડી તરફ હાથ લંબાવતા કહયું.

" ના બાઇજી ! તમોએ, મ્હારે માટે જે વખત ગાળ્યુ, તેજ માત્ર મ્હારા માટે ઘણું કહેવાય. હું રજા લઉછું કાઇ પ્રભાપતિ બા માટે આપણો સંદેશો હોય તો ! " તેને પુછયું.

" ફકત મ્હારા આશિષ દેજો ! અને, તમારો અમો આભાર સ્વિકાર કરીયે છીયે " તેણી બોલી.

" જય ! પ્રભુપિતા, તમને આજથી હિરદયના ઉન્નતનો જય દયો ! સુખી રહો ! તથાસ્થુ " એમ બોલી ગુણીરાજ ત્યાંથી ગયો.

"વ્હાલી સખીઓ," ગુણીરાજ જવા પછી રૂપસુંદરી બોલી" આ ગુરૂના બોલ્યામાં, ફૂરનો મનુષ્ય, શું કહેવાં માંગતો હશે? એ ઉપદેશના પાઠો, મ્હારા જેવી શ્રીમંત, રાણી સમાનને કહેતા, શી આશા રાખતો હશે? એ બધું એનું પિંજન કોઇ ગરીબ બાયડીઓ આગળ જઈ સંભળાવ્યું હોત, તો તે બિચારાઓને અવકાશ ઘણી, તે સાંભળતે, મ્હારા જેવી સંતતીથી પુર તેને માટે આ બધો બરબડો, શા માટે અહ્યાં આવીને કર્યો હશે? મ્હારી પ્રજાને, કાઇ મ્હારે માટે નવું સુજ્યું નહિ, તે આવા પરવારતાને મોકલાવ્યો શ્રીમંતને પેદા કીધાજ શા માટે? ફકત, મૌજ અને મજાહ, ખાની અને પીની માટે! અમારે ત્યાં એવાં ઉપદેશની જગ્યાજ કયાં છે? ફોકટ મ્હારો વખત વ્યર્થ કર્યો? ચાલો, હવે નવાં વર્ષની મોજ મજાહમાં દિવસ ગુજારશું એમ બોલી સર્વે સખીઓસાથ રમવા પડી.

---




હાલમા, આપણી નઝર જ્યારે વીર વિશ્રાંત માહેથી ખસેદવામાં આવીછે, ત્યારે તેજ દિવસે, સાંજના વખતમાં કૌટકરાય અને નિત્યાનંદની જોડ ઉપર ફેકાઇ છે. નિત્યાનંદને કૌટકરાય વગર જરા ચાલે એમ ન હતું. જાણે નિત્યાનંદને કૌતક કરવા વગર આનંદજ ન મળતો હોય, તે માટે કૌટકરાય જેવો સ્નેહી બંધબેસ્તો થઈ પડયો હોય. કૌટકરાયના

પૈસા નિત્યાનંદના કામકાજો સાથે ગુંઠાયલા રહેતાં હતાં, જેથી પણ તેમની મિત્રાચારી ચાલુ રહી હતી. આજે નવા વર્ષનો મહિમા હયાં ઉજવાતો હતો, ગામમા વાખવાખી થાય માટે, પૈસા વેરતો હતો, અને ખુશાળ બની બધાને, હરેક ભાવે, પોતાના વિચાર તરફ વળગી રહે એવી મતલબથી તે બધા સાથ મિત્રભાવ રાખતો હતો. "આજે નિત્યાનંદ, તું ઉડાશ જેવો કાઇ લાગેછે" કોતકરાય બોલ્યો.

"હા, એમ છે ખરૂં. કાઇ ગમતું નથી" નિત્યાનંદે જવાબ દીધો.

"ગમતું નથી, કે નવીન ગમત જેવું કાઇ જડતું નથી ?" કોટકરાયે ટકોર કરી.

"હા તેમજ છે, કોટક ! પણ કરવું શું ?" નિત્યાનંદ વમાસણમાં રહયો.

"તું તો હવે ઘેલો થાયછે. ત્હારા ઘરમાં આવી મજાહ ભરીછે, અને ખાલી બહાર તું શોધ ચલાવેછે" કોટકરાયે તેને ઉસકેરાતમાં નાખ્યો.

"એટલે ! કોટક, તું શું બોલેછે, મહને સમજ આપ !" નિત્યાનંદે પુછ્યું.

"ત્હારા ઘરમાં, ગુલાબ, ચંપા, તુલશી, કેસરી, માણેક બધું હોવા છતાં, તને એમ નિરાશ કાં રહેવું પડે!" કોટકે જવાબ દીધો.

"ગુલાબ, ચંપા, ઇત્યાદી, બાગમા મઘમઘ થાય તેની સોહદમને તે કયાંસુધી લેવાય, તેથી કાઇ છાતીમા અશાન્તિ હોય, તેમાં શાન્તિ કેમ થાય ?" નિત્યાનંદ બોલ્યો.

"અરે ભુંડા, હજી સમજયો નહી" કોટકે હસીને ડોળા મતમતાવ્યા.

"ઓહો, હવે હું સમજ્યો. તું તો મ્હારી રૂપસુંદરીની દાશીઓ માટે કહેછે" નિત્યાનંદ ચકિત થઈ પડયો

"અંઅંઅંહ......" કૌટકરાયે એમ કહી તેને વધુ ચશકાવ્યો.

"અરે પણ એ કેમ બને ! " પેલી મ્હારી હાથ ધરતી જાણે તો, મ્હારી લેવડી કરે." નિત્યાનંદ ગભરાતમાં બોલ્યો.

"મુર્ખ, તે મુર્ખ ! બાયડી કેવી અને વાત શી ! તું ધણી જેવો થઇ, આય પાંદડા પેરે ધ્રુજે, ત્યારે ચિટલ કેમ નથી પહેરતો. એક બાજુથી મોહની મજાહ માંગે છે, બાજુથી બીંકણ પેરે ધ્રુજેછે." કૌટકરાવે તેને ઉસકેરણીમા કચડવા માંડયો.

"પણ એ થાય કેમ ! " નિત્યાનંદ ગાફેલ જેવો પુછવા મંડયો.

"અરે પિત્યા ! રોજ નવા નવા નાટકો થાયછે, અને સિનેમામાં તરેહવાર વસ્તુઓ જુવેછે, તે આંખથી જુએછે કે ભાન ભુલો બેશી રહેછે ?" કૌટકરાવે ટકોર કરવા માંડી

"તે તો હું જોઉછું તેથી માહરે શું કરવું ?" નિત્યાનંદ પુંછવા પડયો.

"એવા નાટકો થાયછે, જે માહેલું એકાદું વળુ, કોઈનું ગળુ કાપવા ગોઠવી દેવું એમાં તે શી ચિંતા થશે " તે બોલ્યો.

"ત્યારે, નાટક અને સિનેમા જોઇ તું આવા વિચારો દોરે છે વારૂં ?" નિત્યાનંદે પુછયું.

"પછે, કેવાં વિચારો દોરવાશે ?" કૌટકરાવે જાણવા માંગ્યું.

"પણ મ્હારાથી તે કેમ થાય ?" તેને પુછયું.

"તું આસ્તે આસ્તે તેમ કરવા ચાહશે તો, તને હિમ્મત આવતી જશે, અને પછી કાંઇ રોખડું આવ્યું કે, ચાબક નહીતો

સપડાકથી કામ. એકાદ તેવીજ ભારે મૌજમાં પડી હોય, તે વેળા રૂપસુંદરીને એવી થથરાવી નાખવી કે, બધી સખીઓની સાંમે ખશિઆણી પડી કે, પળમા બાજુએ શાણી બની જતી રહેશે પછી તું અને ત્હારી તુલશી ! એ બિચારી પૈસાની પોપટી. તુલશીપર વ્હાલ વધ્યું કે, ગુલાબની કળીના હૃદયમાં અદેખાઇનો અંગાર વધવા માંડશે કે, પછી તેણીની પણ પાતરી ખરવા માંડશે, અને પછી તો "ત્હારી ફતેહજ ફતેહ !" કૌટકે ભારે રસ લઇ નિત્યાને ઉસકેરી મેળ્યો.

"કૌતક ! કૌતક ! ખરેજ નવા વર્ષને દિવસે, મને એવો ખુશાલીમાં ખિલવ્યોછે કે, એક વર્ષ દિવસનો પુરતો ખોરાક મ્હને આજેજ મળ્યો. ઠીક ત્યારે હું હવે જાઉંછું. ત્હારી શિખામણ માટે, દોસ્ત હું દરેક પ્રસંગે તને યાદ કરીશ" એમ બોલી નિત્યાનંદ લોહી ધાઇ આવેલા મુખ સાથ ઉઠયો.

"ફતેહ કર, બીરાદર ! ત્હારી જય થાઓ !" કૌતકે રામ રામ દઇ વિદાય કર્યો. પછી મનથી બરબડવા લાગ્યો "ઠીક બહેકાવ્યો ! કોઇબી રીતે રંગ જમશે તો, આપણુને તો મજાહજ છે. રૂપસુંદરીના નંખરા અને નાઝ, ભાંજવાજ મહને ગમેછે. શું એનો તૌર ! હવે જોશું !"

ઘરે આવતા લગભગ રાત થઇ ગઇ હતી, અને નિત્યાનંદ મોહમા મસ્ત થયલો એકાદ, ઘણા લાંબા છેડાના દિવાનખાના ભણી જતો હતો, કે એકલો બેશી બરોબર વિચાર કરે, પણ તેના મોહના મહિમાએ તેને માટે જુદુંજ ભોજન રાખ્યું હતું. ઓરડામા દાખેલ થતા તેને તુલશીને જોઇ, જેણી આરીશામા, પોતાના વાળ બરોબર ગોઠવતી હતી. રાત્રીને સમય, મોહમા મઢાયેલાને, તુલશી કાઇ ઓર રંગની જણાઇ, અને તરતજ

કાઇ બાજી યાદ આવી ગઇ, અને તેપણુ વળી, મિત્રજીએ કહ્યું હતું, તેમ નાટકના ફારસમાંથીજ મલી ગઇ.

"ઓઓઓઓ" એમ કળ ખાતો, તે બોરચાવા લાગ્યો. તુલશી દોડી આવી, અને "શું છે!" એમ પુછવા લાગી.

"મ્હને ટેકો દે, તુલશી બા! ઝટ ટેકો દે!" એમ બોલતા તુલશી, પોતાના હાથનો ટેકો દેતા તેની પડોશમાં આવી, તેટલા તેણીના ખભાં ઉપર હાથ ઘેરવી ધીમે કદમે હીંડતો, તે ખુણા માહેલા સોફા પર લેટવા ચાલ્યો. ત્યાં જઇ બેઠો, અને તુલશીને, પગના ટેટાંમાં દાબવા કહ્યું. થોડી કરાર થતા બોલ્યો.

"તુલશી! ત્હારો કેમ ગુણ ગાઇશ!" તે બોલ્યો.

"અરે શેઠજી, એમાં ગુણ ગાવા જેવું શું છે!" તેણીએ જવાબ દીધો

"હા, વખત સર મ્હને ટેકો ન મળતા હું પડતે અને એકાદી મ્હારી નસ ભાંગતે, તો, ત્હારા શેઠ માટે, તું દુખી ન થતે!" તે બોલ્યો.

"અમો દુખી થતે, યા ન થતે, તેની શેઠજીને પરવા શી!" તેણીએ જવાબ દીધો.

"શું તું એમ સમજે છે, તુલશી!" તે બોલ્યો પણ "તુલશી બા" ને બદલે તુલશી નામ સાંભળતા, તેણીના હાથમાં ભિનાશ જણાતા, નિત્યો, જીત મેળવતો હોય, તેમ સમજવા લાગ્યો.

"અમારી કે દિવસે, તમે પરપુંછ કીધી છે! ગુલામડી માફક ગણોછો, અને તમારી શોભા માટે લુગડા લત્તા આપો છો, અને કડકો કાર નાખો છો" તેણી લગાર ગડગડતા અવાજે બોલી.

"ના, હવે એમ નહી કરીશ. જો મેં ભુલ કરીજ હોય,

તો કહે તુલશી મ્હને માફ કરશે કે ?" તે લગાર હાથ પર હાથ નાખી બોલ્યો.

"અરે એમાં માફ શાની !" તેણીએ નિચે નઝર રાખી જવાબ દીધો.

"ના, તુલશી, એમ ન ચાલે ! જો મ્હારા સમ ! બસ મ્હને કહે કે માફ કીધો" તે એમ બોલતા, તેણીને ખભાં-માંથી આમ તેમ હિલવવા લાગ્યો.

"અરે એમ કાંઇ તમો શ્રીને કહેવાય !" તેણી લજવાઇ બોલી.

"ના, ત્યારે હું રીશાઇશ, ખાઇશ નહી" તે વધુ ચેડા કાઢતો કહેવા લાગ્યો.

"ના, ના એમ ના કરશો ! શું તમે ખરૂં બોલો છો !" તેણીએ પુછ્યું.

"મ્હારા સમ, ખરૂ ! ત્હારા ગળાના સમ, ત્હારા હોથના સમ, ત્હારી આંખોના સોગન લઇ કહું છુ," "એમ બોલતાં દરેક સ્થાનના શબ્દો બોલતા દરેક સ્થાને હાથ લગાડતો ગયો."

"ઠીક ! તમારી હુજત ખાતર મ્હારે તેમ કરવું પડેછે, હું તમને ક્ષમા દઉછું" તેણી બોલી.

"ઓહો, વ્હાલી તુલશી ! મ્હને કેવી રાહત થઇ ! ખરેજ વ્હાલી," આમ બોલતાં તેણીને પાસાંમા લઈ લીધી, અને માથા તથા હોઠ ઉપર ચુંબન કરી દીધાં.

આ ન ધારેલાં ઘેલાં સુખ માટે, તે એવી ભ્રાન્તિ ભુલી ગઇ, કે એકાદ બે પળ તેણીથા કાઇ બોલાયું નહી, તેનો અર્થ પોતાનાજ સુખનો નિત્યાનંદે કરી દીધો, અને તેને, થોડીક પલમાં મલે તેટલી મોજ લઇ લેતાં વિલંબ લાગ્યો નહી.

આમ ચાલતા, તેણી જાગી અને છુટી પડવા માગ્યું. પણ મોહમાં મસ્ત બનેલા શેઠજીનો ચહેરો જોવા જેવો થઇ રહયો, સાથે શેઠ, અને લક્ષાપતિ, એટલે, આ મુર્ખ તુલશી દબાઇ ગઇ, અને તેની ગોદમાં બની ગઇ.

"તું સદા એવીજ રહેશે કે!" તેને પુછયું.

"પણ તમારી ધણિઆણિ મ્હને જીવવા દેશે કે?" તુલશી બોલી.

"ત્હારી મ્હને સહાયતા છે, તો, તેણીની ખબર રાખવી મ્હારે હાથ છે! પણ બનતા સુધી ખબર પડવા દેવી નહી. બોલ તુલશી, હવે, મ્હારા ઉપર ત્હારૂં વહાલ છુટે છે કે" તે પુછવા પડયો.

"મ્હારા વ્હાલની સીમા આપ કેમ જોશો?" તેણી આણીજ નરમ તથા પ્રિત અદાથી બોલી.

"આમ જોઇશિ, વ્હાલી આમ જોઇશ," એમ બોલી તેને હઝારો લાડથી નવાજવા માંડી અને તુલશી આ નવાં વર્ષના અતિ આનંદી અને અચાનક મળેલા દાવમાં સઘળું ભુલી. જગ્યા પણ દૈવજોગે એકાંત, અને કોઇ આવે નહી તેમ હોવાથી, ત્યાં તેણીએ કેટલો વખત ગાળયો, તેની કાંઇ યાદ રાખી નહી, પણ બન્ને નવા વર વહુ એટલે, પ્રેમ સાગર આગળ આવતા, ગાગર ભરતાં થાકયા નહી, અને પ્રેમનો મધરસ પીવાય એટલો પીધો, જે ઉપર આપણે થોડોક વાર પડદો...... નાખીશું......

આખરે છુટા પડયા, અને તુલશી મોઢું હાથ ધોવા ગઇ, જ્યારે નિત્યાનંદ સીધ્ધો પોતાના ઓરડામાં ગયો, પણ આજે રૂપસુંદરીના જરા ભાવ તેને દેખ્યાં નહી. રૂપસુંદરી આમળ

ગઇ, પણ પેલો માથું દુખે છે એવું બોલતો, પોતાના સુવાના ઓરડામાં ગયો—અને બોલ્યો "મ્હને છેડતી ના !"

બારણામાંજ, કદી ન સાંભળેલા બોલો શાંભળી રૂપસુંદરી વીસ્મય પામી. તેમ થતાંજ, તેણીના વિચાર ઉપર નિચલી લીટીઓ ધાઇ આવી.

"કાલ કહી વ્હો આજ ભઇ—આજ બની હય "કાળ"
મોહ હવસકો છોડ દે—ના તો બન કંગાળ !"

આવા વિચારમાં મનન કરતી તેણી બેભાન જેવી આમ તેમ લગાર ઉડાશી થઇ ફરવા લાગી. અને થોડીક પલ પછી, મન વાળી પાછી બીજાઓ સાથ પાના સોકટ રમવા પડી.

આપણે પ્રિય વાંચક હવે રજા લઇશું. પણ કેવી જાતના આપણે અનુભવો આખા દિવસમાં મેળવ્યા છે, જે આપણા કાળજાને કેળવવા ઠીક કામ આવતા હોય તો સંભારજો. સહવારની ગુરૂની શિખામણ, રાત્રીની શેઠજીની પતામણ, કૌટકની સાંજની સજાવતે કેવો રંગ રચાવ્યો છે—જુદે સ્થાને અને જુદે બહાને ! તે આપણે જોઇ વળ્યા. એક બેવકુફની ઉસકેરણીથી થોડા કલાકોમાં ભવનો ભાર થઇ રહયો આપણે જોયો. મોહની મસતીમાં મઢાઇ ખોટી લંપટની લડાઇમાં, નિત્યાનંદ પડયો. છતાં સુખે, આવી દશા કાં કરી હશે ? શું, માનવ, એમા કાઇ આત્માને સુખ આપવા જેવું ધારતો હશે ? જોઇશું, કયાં રંગ ઠરેછે. અવનિમાં ક્યાં ભલાઇ, અને ક્યાં ભુંડાઈ જોઇશું ? કોણ પાસથી પ્રિત અને કોણ પાસથી ખોટું મેળવશું ? એનો જવાબ, સર્વેના હૃદયમાં નાથ, શ્રી કૃષ્ણ ભગવાનજી આપશે !






“ વ્હાલા નિત્યાનંદ, મ્હારી પ્રિત તુંએ જતી તેને લગભગ પખવાડયું થવા આવ્યું, પણ બાઇજીને જોકે હું સહેલાઇથી ઠગી શકી છું, છતાં, મ્હારૂં કાળજું ધડક ધડક થાય છે, !” તુલશીએ વ્હાલાનું માથું મસલતા કહ્યું.

“ એ તો થોડા દિવસ એમજ લાગશે, જ્યારે જરા ધાડો સંબંધ થશે કે તું સઘળું વિસરશે ” નિત્યાનંદે પતાવી દીધી.

“ તેને બદલે હું એક સુચના કરૂં, વ્હાલા !” તુલશી બોલી.

“ શી સુચના છે, બોલની વ્હાલી ?” તેને પુછ્યું.

“ મ્હને હયાંથી જવા દે, અને દુર કાંઇ જગ્યા પર મ્હારા વસવાત અર્થે બંધોબસ્ત કરાવી આપ ! ના તો મ્હને પરણીને જલદી ત્હારી રાણી બનાવ !” તેણીએ વધારતાં કહ્યું.

“ હજી તેવો પ્રસંગ આવે, ત્યાં સુધી તું થોભ ! શું, તું મ્હારા કાળજાની કોર, મ્હારા હૃદયની રાણી નથી થઇ, તુલશી ?” તેને પ્યારથી પાસામાં લઇ ભેટ કરી.

“ હું તે કયાં ના કહું છું, પણ આમ ઝાઝા દિવસ ચાલશે નહી. ચાકરો શંકામાં પડયા દેખાય છે, તેથી હું બીક રાખું છું, વ્હાલા !” તેણી બોલી.

“ એ તો ચોર ઓળાથી બીક રાખે, તેમ થતું હોય !” તેને જવાબ દીધો.

“ ત્યારે હું ચોર તો ખરીજની ?” તેણી લગાર કરડા ભાવથી બોલી.

"ચોર તો ખરી, પણ મ્હારા વ્હાલા પ્રેમની ! અને તે ખાતર હું પણ ચોરજ કે નહી ! બોલ, વ્હાલી, હું કોણે ખાતર ચોર બન્યો ! ત્હારેજ ખાતેર કે નહી ! હા, હવે હસે છે. પણ જો સાંભળ ! ત્હારૂ કહેવું મ્હને પણ ભાસ આવતું દેખાય છે. હું એક તદબીર કરીશ, પણ તેમા ત્હારી રજા, અને મદદની જરૂર છે, તે તું આપશે કે ?" તેને પુછ્યું.

"બોલ વ્હાલા ! ત્હારા પ્રાણ ખાતર મેં કરવા શું બાકી રાખ્યું છે. મ્હને કાંઇ સુઝયું નહીં," તેણી ખેદમંદ થઇ.

"ના વ્હાલી, એમ દલગીર શું થાય છે. જા બા, મ્હને તો રડવું ઉ ઉ ઉ ઉ" એમ બોલતા નિત્યાનંદે છોડી દીધું.

"ના બા, એમ રડ ના ! જે આંખોથી મ્હારી દિલની આગ ઓળવાઇ, તેજ આંખો, એમ રડની ભિંજવાઇ જાય, તેમા મ્હને કેવું લાગે છે. ના વ્હાલા, ના રડ ! તુ જેમ કેહશે તેમ કરીશ ! બોલ વ્હાલા, ત્હારી તદબીર શી છે !" એમ બોલતા, તેણીએ તેને અતિ વ્હાલથી નવાજ્યો.

"જો જરા પણ મનમા લાવતી ના ! તે પણ ત્હારા ભલા ખાતરજ કરૂં છું. વળી તુને બહાર લઇ જઇ સાચવવાનું મુશકેલ છે, પણ તે, આ તદબીરથી સહેલ છે. તું જાણે છે તો ખરી કે, એક કરતાં બે ભલા !" તે બોલ્યો.

"તે તો ખરૂં, પણ હું તેની મતલબ સમજતી નથી. બોલ વ્હાલા, જલદી કર. બાઇ આજે બીજી દાશીઓ સાથે ગઇ છે, અને હું એકલી, માથું દુખવાના સબબથી રહીછું. વખત થોડો છે, જે કેવું હોય તે કહી દે !" તેણીએ પુછ્યુ.

"બાઇથી બીક જરા ના રાખ, વખત આવવે તું વ્હાલી જોશે !" તે બોલ્યો.

" ના, એવું છેક અતેરૂં કરશો નહી ! ગમે તે પણ તેણી પરણી જાય. લોક તેણીની તરફદારી કરશે. માટે વ્હાલા, કશાપણ કડવાશ વગર તું વ્હાલાને, મ્હારાથી સુખ મળે એટલુંજ કરશે, તો ઠીક ! ત્હારા ખાતર હું પ્રાણ આપી દેવા તૈયાર છું." તેણીએ કહયું.

"જો, ત્હારી સહી ચંપા છે, જે ને માટે તને ઘણી પ્રીતિ છે, એને આપણી સાથમાં લેશે તો કેમ વારૂં !" તે બોલ્યો.

" કેમ આટલાજ દીમાં હું અકારી થઇ કે શું ! હાય ! હાય ! કરને જો તો ત્યારે હયાંજ છે. કેમ વારૂ !" તેણી લગાર કંટાલલી બોલી.

" જોયું, મ્હારૂ ધારલુંજ થયું. હું ધારતો હતો કે તું જરૂરજ ચીઢાશે. હું તો તને સાચવવાજ કોઇ જાતનો ભોગ આપવા માગું છું. વળી તે તુંને સાચવશે અને, અવારનવાર હું તેણીને બનાવીશ, જયારે ખરી વ્હાલી તો તુંજ છે. હવે સમજી !" તેને તાલ લગાવવા માંડી.

" ઓરો, હવે સમજી ! વ્હાલા મ્હારે ખાતેર કેટલું કરોછો !" તેણીએ ધીરજ રાખી કહયું.

" એ તો તેણીને મ્હારે બનાવવીજ પડશે, પણ તું વ્હાલી એવી સીફતથી કામ કરજે, કે તેણીને ખાતેરજ, તેણીની ભલામણને માટેજ તુંને મ્હારી આગળ રોકાવવું પડશે, એમ કહેતી રહજે" નિત્યાનંદે વધુ સમજાવ્યું.

" ઠીક વ્હાલા ! આ પલાન સારો છે. તેણી બીચારીને બનાવીશ, એજ એકળું મ્હને નથી ગમતું" તેણી બોલી.

" ધીમે ધીમે, એની કળા કુશળતામાં પ્રવિન થશે કે, બધીએ ત્હારીજ સલાહ લેવા આવશે" તે બોલ્યો.

"શું, આવા કામકાજની પણ સલાહ લેવાતી હશે, વ્હાલા?" તેણીએ પુછયું.

"અરે ધણીએ! એવી સલાહ આપનારાં મળવા ઘણા મુશકેલ છે. કાયદાની સલાહ આપનાર ટોપલે અને ટોપલે પડયા બેઠાછે, પણ એવા વ્હાલના દાવ માંડવા અને પાર ઉતારવા માટે ઘણા અનુભવની જરૂર છે" તે બોલ્યો.

"શું તમો મ્હને કાચી કળા સમજોછો?" તેણી રિસાઇ

"જા, બા, તું તો ડગલે અને પગલે, મ્હને તાણા મારશે, તો મ્હારાથી ટકાશે કેમ? એ તો અમસ્થી વાત છે. રીસ શેની કરે છે. ચાલ હવે બોલ, ચંપાને, ત્હારી દીક્ષાની ચંપી આપવા માથે લેશે? તેને તુ ભારી મીઠાશમાં મઢજે. કશી વાણુતાણુ કરતી ના! પહેલા બહેકાવજે કે, 'શેઠજી તો, ત્હારી ઉપર મરી ફીટે છે, તને, તેમની બીજી પરણેતર બનાવવા માંગેછે, કારણકે આવા શ્રીમંત શેઠયાને વારેસ ન હોય તો કેમ ચાલે?' કહે વ્હાલી તુલશી કેમ ચાલે! હવે સમજી!" તેને સમજાવત પુરી કરી દીધી.

"હા વ્હાલા, સઘળું સમજી ગઇ.' વાત એટલી કે રખે કાંઇ બાઇજીને એ ફુંકી દીયે" તુલશી બોલી

"તો તેણીને તોડી પાડતાં વાર શી! આપણી પાસે કયાં ફાલતું ચોકતાં પડયા નથી? શું, તું કદી ડગી જાયે એવી છે?" તેને પુછયું.

"ના ના! ત્હારી સહયતાથી હું પણ બળવાન થઇશ! ચાલ વ્હાલા, હવે તું સિધાર! પણ હું ધારૂં છું કે, તું પાછલે રસ્તેથી ના જા! કારણ બાઇ કદાપી ત્યાંથી આવશે." તેણીએ કહયું.

"તું બીક રાખીશ નહી! કાંઇપણ પ્રસગનો સામાન તૈયાર છે" તે બોલ્યો.

"વીર વિશ્રાંતનો માલીક, એટલે 'વીર, અને ધીર' ત્હારામાં ન હોય, તો દાસી તુલશી, કદી પ્રેમમા ફાંસી ખાઇ, ખાસી ફ્સત કે ?" તેણી બોલી.

"અને ત્હારામાં મ્હારા જેવા વીરને, કળાથી આકર્ષણ કરવાની કળા, ન હોત, તો," વીર વિશ્રાંતનો નિત્યાનંદ ત્હારો સૌભાગ્ય સુંદરો થાત કે ?" તેને, તુલશીને, વ્હાલથી ખુબ બહેકાવી કહ્યુ અને પછી થોડી વારમાં, તે છુટો થઇ ચાલ્યો. સમય સાંજનો થયો, અને જોવા સાંભળવા જેવું પછી કાઇ થયું નહી—પણ એટલુ યાદ આવ્યુ છે જે નિચે પ્રમાણે બોલતા જઇશું.

પચ્યું છે જ્યાં પાખંડ વિખ—ત્યાં પેચનો પાર નહિ
ભલે રમે ઉથ્લથાપ મહિં—લાગે ત્યાં ન આંચ કઇ
પચ્યું છે જ્યાં પાખંડ વિખ—ત્યાં કશાની બીક નથી
કરે પ્રપંચો લાખ ઘણાં—તે અવતારે ધિંક નથી
પચ્યું છે જ્યાં પાખંડ વિખ—ત્યાં મયાનો દવાર નહિ-
ગમે ભલા ઉધ્ધાર દેશો—ત્યાં સુવાસીક સાર નહિં
પચ્યું છે જ્યાં પાખંડ વિખ—ત્યા રહમ ન ન્યાય નથી
લાખ કરો તો ના વળે, પણ—ફરે હરીથી તે ગતિ—

---




નિત્યાનંદને, કોટકરાવે, જે નિચ મોજમાં ઉસકેરાવ્યો, તેનો ચેપ નિત્યાનંદના બદનના છિંદ્રે છિંદ્રમાં કેવો પચી ગયો,

તે તો આપણે તુલશી સાથની તેની સગાઇમા જોઇ લીધું, પણ હવે, આ નિત્યાનંદ, નિચ ભાવની સરૂઆટ થતા, કેવાં ઉંડા ધારમાં ગંદાતો ચાલ્યો, કેવા પ્રપંચો કરવા મંડયો, તે પણ આપણે સહેલાઇથી, થોડોક વખત અગાઉ, તુલશી સાથની તદબીરમાં જોઈ વળ્યા. તુલશી ફસી, હવે, તેણી જરા પણ અવિસ્વાસ દેખાડવા ચાહે, તો સામી ખરાબીમાંજ આવી પડે, માટે, કરોળીઆની જાળમા ફસેલી આ માંખી પોતાની રંગબે રંગી પાંખો ફફડાવવાજ લાગી. તેણીએ ચંપાને બનાવી, જો, કે, તે કામ કરવું, તુલશી માટે નવુંજ હતું, પણ મોહના મંડાણમાં, પડલી, પ્રથમ અકલાઇ પણ આસ્તે આસ્તે, પોતાની નબલાઇને, હલકા કામ ઉપર ધાડી કરવા લાગી. ચંપાને શું સમજાવ્યું, કેમ પટાવી લીધી તે આપણે જાણુતા નથી, પણ હાલમા ઘરમા કોઇ હતું નહી, અને નિત્યાનદ લગાર બિમાર જેવો, એક એકાંત ઓરડામાં પડયો હતો, જ્યાં આજે ચંપા બીહતી બીહતી લગાર ધ્રુજતે કદમે જતી હતી. તુલશીએ, તેઓ વચ્ચે કોઇ જાય નહી, તેની બરોબર તપાસ રાખી હતી. ચંપાને, નઝદીક આવતી જોઇ, નિત્યાનંદ લગાર અજબ જેવો બોલ્યો " કાં ચંપા, શું કહે છે ?"

" નહીજી. કાંઈ નહી, પણ " તેણી અટકી પડી

" પણ શુ ! બોલ ચંપા, બોલ આવ હયાં બેસ, મ્હને કાંઈ કહેવું હોય તે કહે! " નિત્યાનંદે બીમારીના ઢોંગ રૂપે ધીમે ધીમે સવાલો કર્યા

" ના તમો બીમાર છો, તેથી તમને જોવા આવી. કાંઇ કામ હોય તો કહો ! " તેણી આગળ જતાં બોલી.

" બીમારને શો કામ હોય ! એટલુંજ કે તેની માવજત કરવી. તે માટે તુલશી બીચારી કરે છે" નિત્યાનંદે જવાબ દીધો.

" આજે તુલશી બા રોકાયલાં છે, જેથી હું આવી છું, કાંઇ કહેવું હોય તે કહો ! " ચંપા પાસે આવતાં લગાર વાંકી વલી પુંછવા લાગી.

" કાંઇ એવું તો ખાસ નથી. ઓસડ તો લઇ લીધું છે, ફક્ત માથુ બહુ અકળામણુ આપે છે " તે બોલ્યો.

" તેનો કાંઇ ઉપાય ! " તેણીએ પુછ્યું.

" ઉપાય, તો ઘણાએ હોય, પણુ, તમને કેમ કહેવાય ! " નિત્યાનંદ તાસવીસ કરનો જેવો બોલ્યો

" કાં, મ્હને ન કહેવાય ! શુ હુ તમારી જતન કરવા ના પાડીશ ? " તેણીએ પુછ્યું.

" હું કોઇના હૈડાની વાત કેમ જાણું ? " તે બોલ્યો

" મ્હને ફરમાવશો, તો હું તેમ બજાવશ, પછે, કદાચ એમ હોય, કે હું ગરીબ ચાકરડી, તે શેઠજીને, કાંઇ કામ લેવું ગમતું ન હોય તો કોણુ જાણે " ચંપાએ જવાબ દીધો.

" એવું શા માટે બોલે છે, ચંપા ? જો ત્હારી મરજી છે, તો, આ સામે ટેબલપર તેલ છે, તે જરા મ્હારે કપાળે મસલ, અને જો તેમ કરવા મન ન હોય, તો, કાંઇ અડચણુ નથી " નિત્યાનંદ માથાને કળતર થતી હોય, તેમ અકળાવવા લાગ્યો

" જરૂર, જરૂર, તમારી ચાકરી અમે નહી કરીશું તો કોણુ કરશે ? આ હું લાવી " એમ બોલતી તેલ લાવી. કપાળે ધીમે ધીમે ઘસડવા માંડયું. આ વખતનો જમેલો, એવો હતો, કે, તેણી પડોશમાં બેઠી, કપાળ પર તેલ ઘસડતી હતી, અને, કહો કે, બન્નેના, યાને હડેલી અને કપાળના જોડાણુથી, જે

ધસાડા થવા મંડયા, તેથી, તેઓના દિલમા પણ ધ્વજો પેદા થવા લાગ્યા હોવા જોઈએ. કારણ કે નિત્યાનંદજીને કરાર થવા માંડયો, અને ચંપાને તુલશીએ ચકાવી દીધેલી, એટલે તેણીનો ઉર પણ સાથે ઉભાવવા લાગ્યો.

"અહા ! ચંપા, કેવી કરાર થાય છે ! ત્હારી સેવાની કદર કેમ કરીશ, ત્હારા હાથ કેવા દુખાતા હશે," એમ બોલી નિત્યાનંદે, તેણીનો હાથ ચાંપી, આંખમાં લીધો.

"નિત્યાનંદજી શેઠ, તમને, એક સવાલ કરવા બીક થાય છે. તમો માફ કરો તો બોલું" ચંપાએ પુંછ્યું.

"તમને માફ છે, ચંપા બોલ !" નિત્યાનંદને ઉલટ આવી.

"શું તુલશી કહે છે, તે વાત ખરી છે ?" ચંપાએ ધ્રુજતે હાથે પુછ્યું.

"ખરી કે ખોટી સાથ શો સંબંધ છે, તેમાં, તમારી પોતાની મરજીની વાત છે" તે બોલ્યો.

"મ્હારી મરજી એટલે શું ?" તેણીએ પુછ્યું.

"અમે, તો ગમે એ ધારીશું, પણ તુંને, તે ગમતું હોય, યા ન હોય, તે કેમ કહેવાય ?" તે બોલ્યો

"મ્હને જે કાંઈ પુંછવુ હોય તે પુછો ?" તે બોલી.

"પ્રથમ, વિશ્વાસ આવશે કે ?" નિત્યાનંદે પુછ્યું.

"તમારા ઉપર કે, તમારો મ્હારા ઉપર ?" તેણી બોલી.

"વિશ્વાસ, બન્નેની મતા હોવી જોઇએ ! પ્રથમ તો વાત એ છે કે. તમારી પ્રિત મળી શકે કે ? કદાપી કોઇ બીજાંની હોય, તો પછી, તે તો ઘાટ કહેવાય ?" તે બોલ્યો.

" શું, તમો એમ કહેવા માંગો છો કે, ચંપાએ પોતાનું ચિત્ત બીજે કયાંએ રોકયું હશે ?" તેણીએ પુછ્યું.

" હા, એમ પણ હોય, તો, કેમ કહેવાય ?" તે બોલ્યો.

" ઓહો, અફસોસ !" તેણીએ નિસાસો નાખ્યો.

" કાં ચંપા, એમ હાય કાં મારે છે," એમ બોલતા નિત્યાનંદ ઉઠયો, અને તેણીના બરડા આસપાસ નરમ ભાવે હાથ વિંટી પતાવવા લાગ્યો.

" ના, ના, કાંઈ નહી, તમારાં મનમાં એવો વિચાર કેમ આવ્યો હશે ?" તેણી ખેંચતાણ કરતી બોલી.

" એવો વિચાર કયાં આવ્યો, એ તો અમસ્થું પુછ્યું, તું ધીરજ કાં ખોહી બેડી ? હું તો પ્રથમથીંજ જાણતો હતો, કે ત્હારી કાળી આંખો, મ્હારા ઉપર ફરતી રહી હતી, ત્યારે તો મેં તમને, માન પત્ર મોકળવા હિમ્મત કરી, ત્હારા પ્યારની કિમ્મત કરી" તે ચાપલુશી કરવા મંડયો અને હાથ પણ લગાર જોરમાં વિંટલાવા મંડયા, પણ તેથી, ચંપાને કાઇ અગવડ પડતી ન દેખાઇ.

" શું, તમો મ્હને ખરેજ ચાહો છો ?" લગાર અકળાઇ અકળાઇ બોલી પડી.

" શું, તે ન માનવાને કારણ છે ? ફકત એટલુંજ યાદ રાખજે, વ્હાલી, કે, તુલશીને મેં જુદે રસ્તે દોડવી છે, અને ત્હારી સાથની વાતમા, તું હમેશ કાઇને કાઇ ઉડાવતી રહેજે, અને મ્હારા કામમા, જેમ ગમે એમ ઢીલ પાડતી હોય, એમ કરતી રહેજે, એટલે, મ્હારી પાસ આવવા તુંને બનશે" એમ બોલી, તે તેણીને બાઝી પડયો.

" તમો કહેશો તેમ કરીશ," તેણી મયામાં મઢાતાં બોલી.

" આહા ! ચંપા ! આજે, જે શિતળતા લાગે છે, તેવી કોઈ દિવસે ન હોતી ! વ્હાલી, તું હું જેમ કહું તેમ કરશે કે ?" તેને પુછ્યું.

" તમારીજ છું, તમોને ભાવે, એમ મ્હને સંભાળજો " એમ બોલી તેણીએ, બધી શુધ્ધ ખોઈ દીધી.

" જરૂર, જરૂર સંભાળીશ ! ત્હારૂ સુખ, તેજ મ્હારૂં ! આહા, ચંપા, ત્હારી આવી મધુરતા, પ્રભુએ કાં બનાવી !" તે બોલ્યો.

" તે, તો પ્રભુજ જાણે ! પણ તમારૂ માથું કેમ છે, લાવો ને તેલ લગાડું !" તેણીએ હસતા પુંછ્યું.

" ના, હવે, તો મટિ ગયું, હવે, દુખતું નથી. ત્હારા હાથમાંજ કાંઈ એવી અજાયેબ ગતિ છે, કે મ્હારી મતિજ બદલાવી દીધી. તું મ્હને કેવી રીતે જોશે, તેની બીકથી, હું દુખી હતો " તે બોલ્યો.

" અને હવે કેમ છો, વ્હાલા !" તેણીએ પુંછ્યું.

" જેમ તું છે, તેમ !" નિત્યાનંદે જવાબ દીધો.

" હું તો સુખી થઈ છું, પણ તમે !" તેણીએ પુંછ્યું

" આવા મઘમઘતા બાગમાં, ફુલોના બહેકાટમાં કોણ દુખી હોય, ચંપા !" આ બોલતા સમેત, ચંપાનો મોહ વધ્યો, અને પોતે પોતાને સુખના સાગરમાંજ સમજવા લાગી. પણ આ કેવળ મોહના સુખના સાગરમાં, ગાગર ભરતી, તેણી થાકી ગઈ, અને, ત્યાંજ બેસુધ્ધ થઇ પડી, તે ઘણે વારે, ભાનમાં આવી.

બેભાન હાલતમાંથી જાગૃત થતા ચંપા ચોંકી, પણ નિત્યાનંદનો મોજીલ ચહેરો હાજર હતો, તેથી ધીરતા આવી,

અને, જેવા રંગથી, તેણી આવી હતી તેના કરતાં નાવન રંગો, અને દાવપેચમાં, આ દુન્યાના તોફાનમાં, તોફાન વધારવા સામેલ થઇ. બન્ને છુટો પડયાં.

ક્ષણભંગુર જગ બાગમાં—લાગ ખરે લેવાય
પણ આખરમા તે બધાં—કાં ખરાં કહેવાય?
ચિત્ત ભરે જે સ્વાર્થમાં—તેમાં, તે મળકાય
આત્માં ઘટમાં તે ખરો—આખર હીણો થાય
ભરે ભર ચાખે મોહને—ભાન ભૂલી લાચાર
તેને સુજે કેમ ખરે—હરી નાથનો દ્વાર!

---



## બાગમાં નાગ.

ઘણાક દિવસો વહી ગયાં છે, અને ક્રમસમજે જેમ પોતાની બાજી આગળ વધારે છે, તેમ સમજદારો પણ જગતમાં નાંખતીની નઝરે જુવે છે, અને જયાં કહેવાતું હોય, ત્યાં કહી આગળ વધે છે. શ્રૃષ્ટિમાં એવું અનેક ઠેકાણે ચાલ્યું છે, જેમ જેમ જેને અનુભવ થાય છે, તેમ તેમ તેને સારૂ નરસું ભાન આવે છે. ચિંતા કોઇની દાશી નથી, કે હુકમ કરતાંને વાર દુર જાય. શાન્તિ કાંઇ સસતી નથી કે, ગમે એ ખરીદી લાવે. એ દરેકને અંકુશમાં રાખતાં, ઘણાએ કષ્ટ અને વેદનામાં પડવું થાય છે. આરામા પડેલા ઉન્નતિ કયારે જોશે, તે કોના

હાથમાં નથી. બીજી ઘડી સુખ અને દુખ લાવશે, તે માટે કોઇની કલ્પના હોઇ શકે, પણ સહેલાઇથી તે, એ, માહેલા એકની વાર જોવા જેવું કાઇ સાધણ નથી. દિવસ કેમ અને કેવો થશે, યા થયા પછી કેવો જશે, તે કોઇ, આગળથી વર્તી શકે નહી, પણ આપણી રહેણી અને કરણીથી, આપણું હેડું, ભલા બુરા આંચકા તો લેશે પણ આપણી પોતાની ભલી બુરી ટેવથી તેમાથી બચવા યા ખમવાનો માર્ગ જોશે. જેઓ પરમાત્માંના અવાજથી માહીતગાર છે, તેઓ, હર વખતે હર કામમાં, તે માહાગુરનું ભાન રાખી. કામમા આરંભ લીયે છે. જેઓને પરમાત્માની બીક નથી, તેઓ નાથનો હાથ પોતાના હાથમાં ગણી દે છે, અને, જયાં સુધી સુભ ફળ મેળવે છે, ત્યાં સુધી મળકાય છે કે, સઘળું તેઓથીજ થયું. પણ તેવું ભાન જે ત્યાં થોડો વખત રહયું, તે ખરેજ, ત્યારપછી આવનાર બીજા નવા કેળવવા જેવાં ભાનની, મજબુત અસર કરવા માટેજ થયું હતું, યાને કોઇ ઘડી એવી આવી ચઢે છે કે, તેના મનના સ્વાર્થી તુરંગોના રંગ વિખેરાઇ જઇ, સામા ત્રાસ આપનાર થઇ પડે છે, ત્યારેજ તેના હૈડામાં, જે અવાજ, જે આંચકો લાગે છે, તેમા કાઇ નવું ભાન જોતો થાય છે. ‘ કાળ ’ સદા કોઇનો મિત્ર રહયો નથી, તે તેને જણાય છે, અને તેમા ધીરતા, જો રહે છે, તો વાંકો ચાલેલો સરળ ચાલતા મળકાય છે.

આજે, રૂપસુંદરી, પોતાની માનીતી દાશીઓની સંગાતથી વેગળી હતી. ફકત ગુલાબ નામની દાશી, તેણીની પડોશમાં મુંગી બેઠી હતી.

“ ગુલાબ, પ્રથમ મહને કહેવા દે, કે, તુંડાઇથી મેં ત્હારી સાથ શેઠાણીપણું ભોગવ્યું, તે માટે હુ દલગીર છુ. હુ પણ

ત્હારા જેવીજ છુ, ફરક માત્ર કે હું દ્રવ્યવાન સ્થિતિમાં પેદા થઇ. પણ ગુલાબ, આજે તુને મ્હારી બહેનપણી સમાન ગણી પુછીશ, કે હું ત્હારામાં હમેશ વિસવાશ રાખીશ કે ?" રૂપ-સુંદરી ઘણીજ ઝંખાયલી જેવી સ્થિતિમાં પુંછવા લાગી.

"વ્હાલી શેઠાણી રૂપસુંદરી બા, તમારા બોલવાથી મ્હારી છાતી, તમારી ઉપર આવી પડેલી ચિંતાથી દબાય છે. શું ગુલાબ કદી પણ તમારી એ વિસવાશુ થશે ? છતાં, તમને જેટલો ભરૂશો લાગે તેટલોજ રાખશો !" ગુલાબ દાસીએ જવાબ દીધો.

"મ્હારો પુરો ભરૂશો ત્હારા ઉપર છે. મ્હારા દિલમાં ઢોળાતી વાત તું જાણે છે. મ્હારા પોતાના સ્થાનમાં મ્હારૂં નીમક ખાઇ, મ્હારા સ્થાનમા સાંપો પડયાં છે, તે માટે મ્હને ભય થાય છે. તુલશી પર કેવી મ્હારી મમતા, ચંપા પર કેવી મ્હારી મયા હતી" તેણી નિરાશ બની બોલી.

"બાઇ રૂપસુંદરીબા, તમો નાહક એમ ઉતાવળા ના થશો ! વાત સાંભળી પણ વચ્ચ ગાલે શી મતલબ બની હોય !" ગુલાબે ધીરજ આપવા માંડી.

"ત્હારૂં બોલવું સાચ્ચું છે, પણ મેં જેટલું જોયું, તેટલું ત્હારી આગળ મ્હારી છાતી ખોલી બોલાતું નથી" એમ કહી રૂપસુંદરીએ મોઢું નિચે નાખ્યું, અને ટપ ટપ ટીંપા ખર્યા.

"વ્હાલી રૂપસુંદરી બા ! તમે એમ ના કરો ! ધીરજ રાખો, મ્હારૂ કાળજું વિંધાય છે" ગુલાબે બરદો પસવારતાં ધીરજ આપી.

"વ્હાલી બ્હેન ગુલાબ, ગઇ મ્હારી ધીરજ ! ગઇ મ્હારી "હોશ, ગયુ મ્હારૂં સુખ, અને સઘળું ! ફકત એમના નાઝ

ઉપરજ હું છળકાતી હતી, મરતી હતી, ધ્રરતી માથે ધરતી હતી" રૂપસુંદરી ડુસકાં ખાઇ બોલી.

"ના, એમ ના કરો ! એ પણ વાંદળા ટળશે. તમારૂ દેહ બીગડશે. તમો એમને સમજાવી દ્યો, અને વાત વધુ ન બીગડે તેની કાંઇ કળા શોધો !" ગુલાબે સમજાવ્યું.

"જો મ્હારે સમજાવવા જેવું બાકી હતે, તો, એની વૃતી આટલી હદ સુધી જતે ! ચંપા અને તુલશી ! બન્ને સાથે એમને આવો ધાડો સંબંધ ! એ બન્ને નાંગણો વચ્ચે કોણ જાણે કેવું નાટું હશે ! જો કાઢી મેળવા જઇશ, તો પણ એને લાગેલો મોહનો ચેટક, હાથથી જવા દેશે ?" રૂપસુંદરી બોલી.

"ખરેજ પગલું ઘણું ગંભીર બન્યું છે. પ્રભુજ તેમાંથી સર્વને બચાવશે" ગુલાબે જવાબ દીધો.

"પ્રભુ ! પ્રભુ ! ગુલાબ, તું પ્રભુનુ નામ બોલી ! હા, તું બોલી ! ભોલી, ભોલી, એ, પ્રભુના ભકત ગુણીરાજને, મેં કેવો નઠારો આદરસતકાર કર્યો ? એ ગુણીરાજ આવ્યો, ત્યારે, મ્હારામાં કેવું અભિમાન ! એના દીધેલા, તે વેળાના પાઠો, મ્હારા માથાંમા, આજે ભારે ઠોકા આપે છે, હુ કેવી ભુલી?" રૂપસુંદરી પસતાવા લાગી.

"ના બાઇ, એમ હવે બળાપો ના કરશો !" ગુલાબે સધિયારો દીધો.

"ગમે તે કહે, પણ હું એ ચાલવા દઇશ નહી ! લે, સામેથી આવતાજ જણાયછે. ગુલાબ, તું પાસેના ઓરડામાંજ રહેજે ! મ્હને કામ પડવે આવજે !" રૂપસુંદરી છુટી પડીને સોફા પર શોકાતુર બેઠી. નિત્માનંદ ફાડેલા ડોળાએ અંદર દાખલ થયો છતાં, રૂપસુંદરી, કશુએ બન્યુંજ ન હોય તેમ વહાલથી તેને ભેટવા સામે ગઇ.

"ખશ, હયાંથી! બધી ત્હારી પ્રિતી જોઇ લીધી!" તે છેડાઇ બોલ્યો.

"કાં,! મેં એવું તે શું કર્યું કે, મ્હારી પ્રીતિ જોઇ લીધી, કહોકો?" તેણીએ પુંછ્યું.

"તને કશુએ મ્હને પુંછવું નહી! તું ત્હારા માર્ગે રહે! મ્હને ત્હારી ગરજ નથી. મુઇ વાંઝણી!" તે ક્રોધે ચઢયો.

"આટલું બધું? ચોરી અને ઉપર સરજોરી! વ્હા નાથ! તમારો ગુરૂએ તમને ઠીક મળ્યો છે" તેણી બોલી

"હયાં કયાં બાકી છે!" તેને નાહક ઓરંગો માર્યો.

"એટલે! તમે શું કહેવા માંગોકો!" તે બોલ્યો

"હું કશુએ કહેવા માંગતો નથી. હું એમજ કહું છું કે, ત્હારે ગમે તે તું કર અને મ્હારે ગમે તે હું કરીશ" તેને કહયું.

"તે, ગમે એ કરવાની હદ હોયછે સમજ્યાં!" તેણીએ જવાબ દીધો.

"તે હદ, ત્હારા માટે છે, અમારા માટે નહીજ!" તે બોલ્યો.

"તે હદ, અમારી, દ્રષ્ટિથી દુર હોય તો ઠીક. નહી કે, મ્હારી નઝર સામે!" તેણી છેડાઇ.

"એટલે!" તેને પુછ્યું.

"એટલે એમ કે, તમે જે ચાલ તુલશી અને ચંપા સાથ ચલાવો છો, ને સઘળું મ્હારા આંખે, અને કાને, જોઇ સંભાર્યું છે" તેણીએ મજબુત ટાણો મારયો.

"ભલે! તેમા ત્હારા બાપનું શું ગયું?" તેને રોકડું પરખાવ્યું.

"પરલોકમાં જઇ વસેલા માટે એવી ભાષા ન વાપડશો! તમો મ્હને કહો, બાપાના સ્વર્ગવાસ સામે તમને શો કામ છે!" તેણી બોલી.

"તે સાથ સ્ત્રિને કામ નથી. સ્ત્રી, ધણીના હુકમ પ્રમાણે ચાલે, નહી કે ધણી, સ્ત્રીના ! મ્હારી સાથે ઝાઝી બાથ ભિડશે તો, હમણાજ કાઇ નવું કરી દઇશ" તે છેડાઇ બોલ્યો.

"તેમાં તમો ઠાપ ખાવો છો !" તેણીએ જવાબ દીધો.

આ, સાંભળતાં, તે એટલો ક્રોધમાં આવ્યો, કે ઓરડામાથી ધસ્યો અને, તુલશીને ઘસડી લાવ્યો, અને, બેમલાહજે, તેણીને ચુંબન, કરયા, અને તેણીને હંફાવી બોલ્યો "લે, શું કહે છે !"

આ જોતાંજ, તેણી વાઘન માફક છેડાઇ, વચ્ચે દોડી, તેટલા તેણીના હાથ ઝાલી, ચાર પાંચ થાપડ, રૂપસુંદરીને લગાવી, અને સેવટે, હડસેલો મારી લાટ વટી પાંસરી કરી, તુલશીને ઇસારતથી ત્યાંથી જવા કહયું. ગુલાબ દોડી આવી, અને જોઇ ઘણીજ ચિઢાઇ, બાઇને વળગી પડે, તે આગમજ, શેઠની સામે થઇ. અને બોલી "આવી હિચકારી ચાલ, તમને શોભતી નથી"

"ત્હારા બાઇની પક્ષમાં પડી બેસ, મ્હારી સાંમે શેખી કરશે તો, ત્હારો એવો ઘાટ કરીશ, કે જીવતાં સુધી ચીશો પાડશે" તે બેમુર્વતપણે હસી બોલ્યો.

"તમારી એવી ધમકીથી ગુલાબ બીહતી નથી" તેણીએ જવાબ દીધો.

"ગુલાબને બીક આપવાની નથી, તેણીને કચડી નાખવાની છે, અને હવે થોડાજ દિવસમા તું જોશે. બાઇની પક્ષ તુને કેવી ભારે પડે છે" એમ બોલી, તે બીજા ઓરડામાં ગયો, જયાં ચંપા ધ્રુજતી ઉભી હતી.

"ગઇ ! ગુલાબ ! મ્હારી આશા ગઇ ! હું જીવતી મુવેલી છું ! મ્હારી આ દશા ! મ્હારૂ આ અપમાન ! હું કોઇ રંકની દાસી હને ! આ મ્હારૂ જીવતર ! હું હવે જીવીશ નહી" એમ બોલી રડવા લાગી.

" બાઇ, ના એમ બોલશો ! તમોને સખિયારો આવવા જેવું હવે કશું રહ્યું નથી. પણ ઇશ્વર પર આધાર રાખો ! " ગુલાબે તેણીને પટાવીને ઉઠાડી, પથારી પર સુવાડી. નિંદ્રાવશ થઇ, અને એવી હાલતમાં આવવાથી ગુલાબ ખુશી થઇ, પાસે બેસી રહી. નિંદ્રાથી તરત વેળા દુખનો ડંખ ગયો.

... ... ... ... ...

કાંઇક કલાકો વ્હયા હશે, અને કાંઇ સ્વપનો જોતી ભડકી ઉઠી.

" ઓ પ્રાણનાથ ! પ્રાણનાથ ! પડયા ! પડયા !" એટલાં, આંખ ઉઘડી.

" કોણ પડયા ! કયાં પડયા ! કોણ જડયા ! " ગુલાબ દિલાસો દેતી છાતી પસવારવા લાગી.

" ના ! ના ! ચિંતા કરીશ નહિ ! એ તો મેં સ્વપ્નું જોયું ? " રૂપસુંદરી શાન્ત થઇ બોલી.

" તમોને સ્વપ્નાથી શાન્તિ મલી હોય તો ઠીક બા ! " ગુલાબે દિલાસો દીધો

" ના, તેવું કાંઇ નથી ! ઉલટી, મ્હારી ચિંતા વધવા જેવું લાગેછે, અને ખરૂ કહું તો ચિંતાજ વધીછે. સ્વપ્નામાં, મ્હારા સ્વામિને કોઇ ખડક ઉપર ફરતાં દીઠાં, આસપાસ પાણી ઉછળતાં હતા. અને હર ઘડીએ, તે ખડકોને તિંટળાતા હતા. પતિને, કિનારે જવા કશો માર્ગ ન દેખાયો. હું અકળાતી હતી, મદદ કરવા જાઉ, અને હાથ પગ અકડાય. એવી ચિંતામાં મેં, કોઇ છુટાં બાળવાલી રૂપવંતી સ્ત્રીને, તેની પાછળ આવતી જોઇ હું ધારતી થઇ કે, કોઇ દેવી હશે અને તે મ્હારા સ્વામિને ઉગારશે, પણ, તેને બદલે, તેણીએ, મ્હારા સ્વામિને, પાછળથી

જોરમાં આંચકો માર્યો અને અંતે સ્વામિ પડયાં, તેજ પળે, મ્હને ચીસ થઇ આવી. અને હું ત્હારા હાથમાં જાગી. ગુલાબ ! આવું, મ્હારૂં સ્વપ્નું છે." તેણી બોલી

"પ્રભુ એનું સારૂ સેવટ લાવશે !" ગુલાબે દિલાસો દીધો.

"હવે ગુલાબ, તેવા સારાં સેવટની આશા નથી. મ્હારી ઉપર જે હાથ ઉગામ્યો, બસ ત્યાંજ મ્હારી દશા થઇછે. મ્હને કેમ ગમશે ? વાત બાહાર કેવી પ્રસરશે ? મ્હારી દાશીઓ હવે મ્હારી સામે આવશે, ત્યાં મ્હારો ટેક શેં રહેશે ? મ્હને, તો ગુલાબ, પેલા ગુણીરાજની, "કાલ" માટેલી લીટીઓ યાદ આવેછે" તેણી બોલી

"અને તે લીટીઓ બા !" ગુલાબે પુછયું.

**"કાલ કહી વો આજ ભઈ-આજ બની હય "કાળ"**
**મોહ હવસકો છોડ દે-નાતો બન કંગાળ"**

શું હું આ આમૂષણામાં મોહ જોઇ વલી કે શું ? ગઇ કાલ હું કેવી હતી. આજે મ્હારો 'કાળ' થયો કે શું ? અને તેમ સમજવામાં હુ કંગાળ બની કે શું ? પછી કહે છે.

**"ધન સંપત અનમોલ ધરે-એ પ્રથવી કે બીચ**
**તજ ભલા જો ભ્રાંતકો-બાણુ સાચકા ખીંચ!"**

શું ત્યારે ધન સંપતને, મેં ઘણું ભારે ગણ્યું, તે સઘળુ ભ્રમણાજ કે ? એ સઘળો ખ્યાલ મ્હારે હૈડે ધાય છે, પણ તેથ કાંઇ હૃદયમાં નવિન ધપકારાઓ પણ ઉડે છે" રૂપસુંદરી બોલી

"એટલું તો ખરૂ બા, કેગુણીરાજના બોલવાથી મ્હને તે ઘણું સુખ ઉત્તપણ થયું હતું, પણ મ્હારે મ્હારૂ કામ કરવ હતું, તેજ માત્ર કરી હું ફરતી હતી" ગુલાબે સમજાવ્યું

"ખરેજ મ્હને કોઇ નવાઇ જેવુંજ થાય છે—હવે મ્હને કાંઇ ઉઠવાબેસવા કે ફરવા પણ ગમશે કે?" તેણી શોકાતુર થઇ બોલી.

"ધીરજ રાખશો તો બધુંએ ગમશે! ચાલો તમો માટે થોડીક ચા કરી લઇ આવું" ગુલાબે વાત ફેરવી.

"વ્હાલી ગુલાબ, આજે ત્હારો ખરો પમકાત હું જોઇ વલી છું, મ્હારે મન ગમતી ચીજ તુંએ પસંદ કરી છે. 'ચા,' ખરેજ મ્હને તૃપ્ત કરશે; જા લાવ! જો સાંભળ! હું કહુ છું કે 'ચા' બોલ બોલતા, પાનાર અને પિનારનો અતિ ઉત્તમ આદર ભાવ દર્શાવેછે. 'ચા' શબ્દથી જાણે હાક ટગીને ધીરજ વધતી હોય એમ લાગેછે. ધીરજથી વિચાર કરવા બેઠાં હોઈએ, તો 'ચા' નું કપ એક અમુલ્ય સંબધ સાંધેછે. તેની 'ચા 'નુ કપ, મ્હને પા!" રૂપસુંદરી બોલી

## એક 'ચા' પ્યાલો—

'કો' જો પ્યારે લાડથી—પાશે પ્યાલો એક  
તેવોજ પ્યાલો 'ચા' નો—રાખે સુંદર ટેક  
શાકર દુધના મિશ્રનો—પાણી કેવળ જાણ  
પણ જો પ્રિતે પાઈ દયો—ઉંચો બળકે પ્રાણ  
ઘરમાં આવે કો. ભલાં—દેશો નમતો ભાવ  
પાશો 'ચા' નો કપ ભલો—કરશે આદર ભાવ!






જગતના રીવાજ પ્રમાણે જોડાઇ એક થયેલા, પ્રભાપતિ અને સત્યાનંદ. સરળ સરિતાને પેલે પાર મોટા ખેતરમાં ખેતીમાં પડયાં હતાં- પ્રભાપતિની કિમતી મીલકત, ઉપરાંત, ચમદાશની ખેતીની પડોસમા બહુ મોટો જમીનનો તુકડો ખરીદી, તેઓએ, ખેતીકારના કામમા ઝિપલાવ્યું હતું. આ જમીનનુ નામ તેઓએ "ધાન્ય ધન" રાખ્યું હતું. ત્યાં પોતાના વપડાસ પુરતું, એક નાનુ પણ રમણિક ઝપડું બાંધ્યું હતું, અને "ધાન્ય ધન"ના ક્રમથી પરવાર મેળવી, તેઓ, નદીની પેલે પારના, પોતાના કિમતી મકાન, "માણેકમથ" માં રહેતાં હતાં- સત્યાનંદ ઘણોજ ઉદ્યોગી હતો, અને તેને ભલા તેમજ ઉદ્યોગી ખેતીકારોને, પોતાની સાથે લીધા હતાં, જેઓને ચાલુ મહેનતના બદલામાં સાંજે રોકડા પૈસા આપતો હતો, અને પાકની ઉતરમાં, દરેકના બંધારણ પ્રમાણે વાર્ષીક નફા માટે ચોકશ ભાગ આપવાનો પણ કાયદો રાખ્યો હતો. તેની ઉલટ, અને પ્રભાપતિની મજુર વર્ગ તરફની ઉત્તમ મમતાથી, સર્વ કોઇ ઉલટ અને ખંતથી કામે મંડયાં હતાં. પહેલાંજ વર્ષના ચોમાસાથી, ઘણીજ સારી આવક થઇ હતી. અને લગન પછીના આ પહેલા વર્ષમાં તે, એટલી સારી સ્થિતિમાં આવ્યો હતો કે, બીજા વેપારીઓની અડેખાઇમાં, તે આવી પડયો. પણ પરમાત્મા ઉપર તેનો પુરો વિશ્વાસ, અને પ્રભાપતિ જેવી

સતી સમાન સ્ત્રીથી, તે નિર્ભયપણે કામ કરતો જતો. કેટલાક વેપારીઓ ત્યાં આવ્યા હતાં અને પાકની સ્થિતિ જોઇ, તે આખ્ખો પાક ઉઘડ શાંટાંથી લેવા માગ્યો હતો પણ તેની કિમ્મત એટલી તો થોડી કેહવામાં આવી કે, તે માટે સત્યાનંદે કશો જવાબજ વાળ્યો નહી. પોતાના કામદારો માંહેલા કેટલાક ચંચલ હતા, તેમને વધું ઉત્સ્રટ અને હોંશ આપી, આસપાસના ગામડામાં, તે માલના વેચાણ અર્થે મોકલાવ્યા અને ઠીક સમયમાં, સારી કિમ્મત, અને સારો ઉઠાવ થયો જે માહેથી ધીરજવંતા મજુરોએ, પોતાની રાખેલી આશા ફળીભૂત થયેલી જોઇ હતી. ઉપરાંત વધુ ભેટ મેલવી હતી. રૂતું પ્રમાણે દરેક વસ્તુ ઓરવામાં આવતી. અને વખતનો પુરે પુરો લાભ મેલવી પ્રમાણિકપણે, કામ ટકોરાબંધ આગળ ચાલ્યું. સહવારના પોહોરમાં પ્રભાપતિ, વહેલી ઉઠી, પડોસના ઝુપડામાં ત્યાંના છૈયા છોકરાંઓને જાતે તપાસતી, કોઇને ત્યાં દુધ, કોઇને ત્યાં દહી, ઘી ખાન, શાકરની જરૂરીયાત પુરી પાડતી હતી, સઘળાનાં તનની સારી સેવા કરવામાં, ખાસ ખંત રાખતી. કોઇને ત્યા માંડા આજારી હોય, કે વૈદ, અને દવાની ચોકસાઇ અને સફાઇની સગવડ આપવા સદા તૈયારજ હતી. કામથી તેણી થાકતી ન હતી, પણ એવી સેવામાં સુખ મેલવતી હતી. પોતાના જેવી બીજી બહેનપણીઓને માંગતી હતી. કામ કોઇ ઉપાડી લે, તેમાંજ મૌજ માનતી હતી. કારણ કે ભલાઇના કામની કાઇ જગતમાં ખોટ ન હતી. ઘણુંએ કરવાનું હતું. વળી તેજ ખેતરમાં દુર સારી જગ્યા પર નાની નિશાળ પણ રાખવામાં આવી હતી. જ્યાં ઘણાં ભણેલા શિક્ષકોને રાખવામાં આવ્યા હતાં જેઓને ભાડા વગર રહેવાનું હતું. ખોરાક, પણ ત્યાંથી

મલે, દુધ અને દહી માખણુની કશી તાણુ ન હતી. એવા આનંદમાં સુખ અને સંતોષમાં પળ્યા જતા હતા. સત્યાનંદ સદા મરદ વર્ગમાં હંમેશ જાતે કામ કરતો હતો અને કેટલાકોને ઘણાજ સંભાળ અને મમતાથી કામની માહિતી આપતો હતો, જેથા ઘણાકો ઉલટમંદ બન્યા હતા. તેની ધીરજ અને ઉપયોગી વલાણુથી, સઘળાઓ મુંગે મોઢે પણ સંતોષ સાથ, તેના કામમા મદદ કરતા હતા. નદીના વહેતા પાણીને ખેતરોમા જગે જગે લાવવાના સઘળાં સાંધણો વધુ પ્રમાણુમા બન્યા જતાં હતા. ટુંક વખતમાં સત્યાનંદ, પ્રભાપતિ જેવી દૈવી પ્રકારની સ્ત્રીની સાથમાં આજે, મોટો વેપારી જેવો બની ગયો હતો, અને સરૂઆટની આ સ્થિતિ પછી, તે હજી વધારે ખેતરો મેલવતો થાય, એવી સઘળી આશા હતી. તેના અનાજના, તથા બીજી વસ્તુઓના ભાવો, ગમે એવા લાલચ આપનારા તે બીજા વેપારીઓ પાસેથી સાંભળતો હતો, પણ જયાં જરૂર હોય, ત્યાંજ દાણો દુની, પોતાના વાજબી નફા સાથ પ્રથમ પોહોંચાડતો હતો. એક હાથ કરી ગરીબને દબાવવા, જે વેપારીઓ તલપતા હતા, તેઓને, તે ઉત્તેજન આપવા મન કરતોજ ન હતો. આથી ચોકકસ ભાગ, તેના ઉપર ખિન્ન થાય, એ બનવા જોગ હતું.

"વ્હાલા સત્યા, આજે એક પત્ર, કોટકરાયનો મલ્યો છે" પ્રભાપતિએ સત્યા સાથે વાતે બેસતા કહયું.

"ઠીક પ્રભા,! તુંને ગમે તે ઉત્તર વાળો!" સત્યાએ જવાબ દીધો.

"તમને પ્રથમ પુંછવું તો જોઇએ, પ્રાણ!" તેણીએ વ્હાલથી ડોક નમાવી કહયું

"લે આ જવાબ, !" એમ બોલી તેને પ્રભાપતિને માથામાં ચુંબન કર્યું

"શુ, આ, તમારા પત્રો આવે, તેના સદા જવાબ આપવા માટેનો પરવાનગી રૂપ સીલ છે નાથ'!" તેણીએ ગમતથી કહ્યું.

"પ્રિય પ્રભા! તું ગમે એ સમજ! તું જે કરશે તે વાજબીજ કરશે, ત્હારી ચોકસાઈ, ત્હારી તીવ્ર બુધ્ધ, આ સ્થળે કેવી પ્રસરી રહીછે, તેજ માત્ર ત્હારા સ્ત્રી ધર્મના કામનો ઉત્તમ પુકાર છે" તે બોલ્યો

"તમો મ્હને ઘાંડી બનાવશો! મે' કશુએ કર્યું નથી. તમારી મ્હારા તરફની ઉત્તમ મમતાથી, મ્હને, તેવો ભાવ પેદા થયો!" પ્રભાપતિએ જવાબ દીધો

"જે કાંઇ થયું, તે પરમાત્માની, કૃપા દૃષ્ટિથી થયું. હવે કહે, કે કૌટક શુ લખે છે!" તેને પુછ્યું

"તેને, તમારા પાક સમાચાર સાંભળી, છુપા દલાલોથી ખાતમી મેલવી, ભાવ મોકલાવ્યો છે, જે બજાર ભાવ કરતા ઘણો વધારે છે" પ્રભા બોલી

"એને પાળવશે કેમ?" સત્યાનંદ વિચારમાં પડયો.

"એમ કે, મોટા ભાવથીબીજા બજાર બંધ થાય, અને એજ એકલાનુંજ ઉગાડું રહે, !" પ્રભા બોલી

"પછી એ ગમે એમ ભાવ લીયે!" સત્યાનંદે બોલવું પુરૂં કર્યું.

"એમજ, બીજુ' શું હોય? તથા તમારી સાથ સખતથી કબાલો કરવો, અને સેજ વાતમાં, તમારી ઉપર કોર્ટનો દાવો કરવો, વિના કારણે તમને મહેનતમાં લાવવા. એ

દ્રૂવ્યવાન, એટલે, તમને ખરચમાં રોકે, જેથી કામપર હાજરી ન અપાય, અને સંતાપ થાય !" પ્રતાપતિ બોલી

"પણ, કહો કે, એનું ધારવું થયું, અને કોર્ટથી એ ફાવ્યો, તો આખર શું ?" શું પ્રભુથી એ છુટશે? સત્યાનંદે પુંછ્યું

" તમે ભોલા છો, નાથ ! એમ કે, તમોને બરાબર દુઃખમાં સખત જકડવા, અને મ્હારી ઉપર તેનુ વેર લેવું " તેણી બોલી

" એટલુ બધું ! તે કાઇ કોઇ ઠેકાણે ફાવ્યો હશે ?" સત્યાએ પુંછ્યું

" ફાવ્યો તો શું, પણ એની એવી ધણી ગણત્રીથી, વીર વિશ્રાંતમાં, ભય પમાડી રહયો છે. વળી એમ પણ મ્હને ખબર મલી છે, નાથ, કે, પેલી બિચારી જીવી, જેણીને લગાર ખૂંધ છે, તેણી, એની સાથ પરણવા માંગે છે, તેનો પણ એને ભારે તુછકાર કર્યો છે." પ્રભા બોલી

" પ્રથમ તો એને કોઇ બાયડીજ કાં નથી આપતું ! એનુ કાઇ વેશવાળ થઇ જાય તો, એને સુધ્ધિ આવે" તે બોલ્યો.

" પણ તેવું કાઇ મન પર લીયે ત્યારે ને ! બસ ઘેલાં માફક લોકના ઘર ભાંજવાજ એને ગમે છે. અને તે માટે કાંઇક ફરતો ફરે છે" પ્રભાએ સમજાવ્યું.

" ઠીક એનો પણ વખત આવશે, પણ પ્રભા, હું તને કહેતા ભુલ્યો, મ્હારો જેઠો, જે વડો કામદાર છે, તેની વહુને તાવ થાય છે, માટે તું વહેલી કોઇ સાથ જા અને તેની ઉઠવેઠ કર. બિચારો એકલો છે." સત્યાનંદે કહયું.

"આ હમણાજ ચાલી," એટલું કહેતાં તેણી દોડી અને દવા દારૂ નાની ટોપલીમાં મેલી સીધ્ધી, જયાં નાથે કહયું ત્યાં ચાલી.

ઉપલા, વર વહુના કામને જોઇ, કેવા વાંચનારને મનમા

ઉદય ન આવે, કે કોઈનું પણ કલ્યાણ કરવું ? એક સાદા સ્વભાવના, થોડુક ભણેલાં સત્યાનંદને, થોડા વખતમાં કેવું રૂડું કમા કરતો આપણે જોયો. શું જગતમા, આવી રીતે વર્તી ગરીબને ટાળવા શ્રમ લેવામાં, બધાંનેજ મોજ ન લાગે ? શું એકમાં સુખ જોઇ સુખી ન નિવડે? આજે જ્યારે આપણે સત્યાનંદને, બીજાના ભલામાં સંતોષ લેતો જોઇએ છીએ, તેની રૂપવંતિ પ્રભાપતિ, જાતી મહેનત કરી, રંકમા પોતાનું તન પટકી ગમત લીયે છે, ત્યારે, તેઓની દોલત કરતાં ઘણીજ વધારે દોલતદાર, નિત્યાનંદ કેવા પ્રકારના પ્રાક્રમમા મચી રહયો છે અને રૂપસુંદરીને, હાલમા કેવુ દુઃખ દેખાડી રહયો છે? પ્રિય વાંચનાર આનો શો ભર્મ ? કાલની, કે નાથની કળા ? એકને એમ, અને બીજાને એમ કાં ! શું, તેની મરજી હશે ? શું, આપણી પોતાની મરજી, યા ભાનથી એવાં રંગબેરંગી બાણુ ઉડતાં હશે ? ત્યારે શું, મનુષ્યને પોતાનેજ ઠોકર ખાઇ આગળ વધવાનુ હશે ? જે હશે તે થશે, એ તો સૌ કોઇ જાણેછે, પણ સરળ ભાવનુ કાં નથી કરતાં ? છતી દોલને એવાં સ્વાર્થના દુખ કાં ભોગવે ! છતી દોલતે કુસંપ કાં ધરમાં ! પ્રપંચ અને પાખંડમા કેટલા કાં સપડાય ! કેટલાકો કાં ત્યાંથી ચેતિ ચાલ્યા જાય ? એ બધાનો જવાબ આપવાનો દાવો કરવો, એ નાથના ભેદી કામને પુરૂ સમજવા જેવો લાહવો મેલવવાનો દાવા કરવા જેવું છે. પણ એટલું તો કહેવાઇ શકાશે કે **"જેને જે ભાવે, અને તે રૂડુજ કરવાનુ ભાવે, તેને ગમે એવા કષ્ટમાં પણ, દુખ ખમવાની તે નાથ કાંઈ ઘુપી શકિતજ આપે છે."** સત્યાનંદ થાકેછે, તોએ તેજ દાર, ઉમંગી અને આગ્રાહી બનતો જાયછે. પ્રભાપતિ, વહીટરૂ કરેછે, છતાં રૂપમા વધારો મેલવતી જાયછે

કારણકે પરમરૂપ.ળા કૃષ્ણુ તેમની સાથે સાથે હોય, અને હોશ આવતો હોય એમ ભાસેછે. આપણી પાસે શ્રી કૃષ્ણુ જન્મથી છે, છતા, જેમ રૂડી વસ્તુ પાસે પડી હોય, અને તેનો લાભ ન લઇએ, અને તે નકામી પડી રહે, તેમ **શ્રી કૃષ્ણુ ભગવાનજી હૃદયમાં વ્યાપ્યા છે, પણુ તેમને પડખે, સહાયતામાં લેતા નથી, એટલે પછી દલદરની દોસ્તી થાય,** તથા તે પડોશમાં ઉભા રહી હસે, એ પણુ બનવા જોગ છે. આપણુને હયાં પાઠો દેવા શોભવું નથી. આપણુને, આપણા બહેનીઓ, અને બંધુઓ જેઓ, આ જગતમા મેળા સમાન બજાર ભરી બેઠાછે, તેઓની વસ્તુઓ, કેમ અંકાયછે, કેમ વેચાયછે, કેમ પંકાયછે, તે જોવાનુ ઘણું છે-માટે થોભીશું નહી. આપણાથી જો કે કાઇ થતું નહોય, તોએ પણુ બજારની પડોશમાં રહી, કાઇ શિખવા જેવું હોય, એ શિખી લેવું, એ પણુ આપણી જાગૃણુ માટે અવશ્યનું થઈ પડશે. આપણી સામે એ સઘળા ચિતાર રૂપી ઉભાં છે, અને ભાગ્ય છે આપણા કે વિશ્વનાથ, આપણુને તેવું જોવા ભાન આપેછે. જો, તે નાથના દોરેલાં ચિત્રોથી મઘન થઇ, સારી મોજ લઇશું, તો ખરેજ, આપણી, દૃષ્ટિએ, તે નાથ હઝારો ન જોયલા, ન સાંભળેલા ચિતારો દોરશે.

શ્રી કૃષ્ણુ ભગવાનજીએ, મનુષ્ય અવતારમાં, વાચા, મન શક્તિ અને, સારૂ નરસુ જાણુવાનુ, ભાન, ભિતરમાં પ્રથમથીજ આપ્યુંછે, અને જેમ જેમ આપણે બાળપણુથી, જુવાનીમાં વધતા જઇએ છીયે તેમ તેમ, ખોટુ અને ખરૂ, હૃદયમાં સમજાય એમ લાગેછે, છતા, પણુ, ખોટાંનુંજ ખેતર ખેડવા કાં મન કરવું? શુ, નાથ નઝરે નથી દેખાતા, માટે, મળે, તેમને થાપ આપવી, પણુ અરે ભાઇઓ, નાથ નઝરે નથી દેખાતા,

એ તો આપણે જાણીજોઇ માન્યે છીયે, જ્યારે, તે તો હૈડાના દરેક ધપકારામાંજ પડયા, બેઠાંછે. આ ક્ષણભંગુર વહેવારમાં મિથ્યા માયામાં મળફાટ જોઇ રહયા છીયે, ત્યાંથી, આગળ ન વધવું ? ના, એમ નહી કરશો ! જો મન, ભલા કામમાં ખિલવવું હોય તો જે રૂડું કામ કરવા ધાર્યું હોય, તે ધારતાંજ, આરંભમાં મેલજો, કે ઝટ તેવુ ભલુંજ કરવા ટેવ પડે એ માટે, આપણેનીચલી લીટીઓ મનન કરીશું.

### દોહરો.

સાચી રાખો રીત તમ-સાચા કરજો કામ
હરદમ હર હર વાતમા-બોલો હરનું નામ
સાચો રાખો માલ બસ-સાચા લેજો ભાવ
સાચે સાચું હોય જે-તેમાં લેશો લ્હાવ
સાચામાં સુખ લાખજો-સાચે ન હોય આંચ
ભલે બાકી હોય વર્ષ-બે ચા ને ત્રણ પાંચ
સાચામાં તમ જોઇ લ્યો-છુપ્યો હરનો હાથ
હરદમ સ્નેહે રાખજો-સાચાની સંગાથ




"વ્હાલી ગુલાબ, ત્હારા સમજાવ્યા પ્રમાણે હું વર્તું છું, છતા કાંઈ પાર ઉતારતો નથી, મહીનાઓ થયા, મુંગે મોઢે ખમ્યાં કરૂછુ, કાઇ ધરને સાર સમો થતો નથી. શું મ્હારા

સંસારનો તાર ખરેજ બત્ર તુટ્ટીક તુટયો હશે ?" રૂપસુંદરીએ ઘણાજ ધીમા ગમગીન અવાજે પુછ્યું.

"ખરૂં કહુ છુ, રૂપસુંદરીબા, તમારામાં જેટલી મેં આશા રાખી હતી, તે કરતાં તમો ઘણીજ ભારે ધીરજ રાખી, પણ શુ કરશો ?" ગુલાબ પણ લાચાર બની ગઇ.

"હાલમા તો, ઘરમાં અસાધારણ દોડધામ, માલમ પડી છે, કાઇ નવુંજ બનવા જેવું લાગે છે. જોકે મ્હને હવે કશું ગમતું નથી, તોએ દેખાડવા કાજ મોહું ઠાવકું રાખી ફરૂં છું. હાલમા મ્હારા ઓરડામા, વળી કાઇ બીજો ખંગ કરી લેવામાં આવ્યો છે, ત્યાં નવોજ પલંગ આણ્યો છે. મ્હને કશુ સુજ પડતું નથી" રૂપસુંદરી ગડગડી ગઇ.

"હશે, એમને ભાવે તેમ કર્યું હશે, પણ સ્વામિજી તમારી સાથે બોલે છે કે નહિ ?" ગુલાબે, અતિ ધીરજ રાખી પુંછ્યું.

જવાબને બદલે રૂપસુંદરીએ આંખો ફેરવી, અને પાછી ફેરવતાં, છાળથી લુંછી "ના પુંછ બહેન ! હું શું કહું ?" એમ બોલી છોડી દીધું.

"ખરેજ રૂપસુંદરીબા, તમારૂ દુખ ન ખમાય એવુંજ. થયું છે, પણ શું કરશો ?" ગુલાબ લાચાર થઈ પડી.

"હવે મ્હને જીવવા માટે એક પણ કરાર રહયો નથી. મ્હને ખાવા પીવા, પહેરવા ગમતું નથી. ભલે મ્હને મારીનેજ બેસતે, પણ, મ્હારાથી ન રહેવાય તેવું કાઇ થાય છે, મ્હારાથી કોઇને પડખે બોલાવાતું નથી તેમાં મારીજ ફજેતી અંકાશે. પછે હવે મ્હારો એકજ માર્ગ રહેશે" તેણી બોલી.

"અને તે માર્ગ ?" ગુલાબે અકલાઇને પુછ્યું.

" મ્હારૂ મૃત્યુ ! " રૂપસુંદરી બોલી.

" આ શું બોલો છો ? ના એમ કદી કરશો નહિ ! પેલું પુસ્તક, જે તમો માટે પ્રભા પતિએ, ઘણો વખત આગમજથી મોકલાવ્યું છે, તેમાં તમોએ, ગુણીરાજનો લેખ નથી વાંચ્યો !" ગુલાબે વાત ફેરવી.

" જેઓ શાન્ત ગતિમાં હોય, ત્યારેજ તે વાંચવાથી અમલ કરવા વિચારે, પણ જ્યારે કટોકટનો મામલો આવે, ત્યારે વાંચવાનું પણ સુજ ન પડે " રૂપ સુંદરી બોલી.

" ના ! ના ! એમ ના બોલશો ! હુ હમણાજ તે "કૃષ્ણ કૃત" તમારી પાસે લાવું છું અને તે માંહે મોત માટે શું લખ્યું છે, તે તમને ટાંકીશ " એમ બોલી ગુલાબ ઉઠી અને ચોપડી લાવવા ગઇ. ઝટ લાવીને, માહેથી પાનુ કાઢયું, અને બાઇને દેખાડયું પણ રૂપસુંદરીની ઇસારતથી પોતેજ વાંચવા માડયું. " મોતને શોધનારાઓ માટે, બે ઘડીની યાદી–લખનાર ગુણીરાજ, તે " ભોગ કે સ્વભોગ " તથા " મોહન મધુરી, " ઇત્યાદીનો કરતા.

---

## "ના કર તલબ તું મોતની કદી."

મોત બે જાતના થાય છે. એક તો કીરતારની આજ્ઞા પ્રમાણે ચાલવું, અને, જયારે ખુદરત, આપણો કાન્ત, હુકમ વગરનો કરી મેલે, ત્યાં સુધી, સંસાર ભોગવવો પછી દુખનો કીવાં સુખનો–ગમે

એવું દુખ વેઠાશે, પણ જાણીને ખાસ મોત, આપઘાતથી લાવવું, એ અહેવાન કરતાં પણ નીચાણમાં ઉતરવા માટેનો રસ્તો છે.

દોહરો

લાખ વેદના, દુખ પડે—લાખ પડે દશ લાખ
તે વેઠ, ને ટાળ ભવ—ન આત્મા હંત્યા ભાખ
આશ છે તો, છે ઉજાશ—દુખ વેઠની આશ
આશ ગયો તો ભવ ગયો—રહેશે ભાઇ નિરાશ."

આ ઉપલું વાંચી, ગુલાબ બોલી.

"ગુલાબ, ત્હારી સલાહ ઠીક છે, હવેજ મ્હને ભાસ થાય છે. એ ગુણીરાજના, તે દિવસના સુખનમાં, પણ, મ્હને એક કવેત આપ્યું હતું, જે "કાળ" માટેનું હતું જેમા એક કળી આમ હતી.

કીસ કારણ સગપણકી—માયામેં મળકાય ?
ખટપટ કુછ આવે ઈધર—જીમે કલટર પાય
રામનાથકી પાસમે—ભર ·હિરદયકો ગાંઠ
ભવ ભવ તું પાછો ફરે—રહે નાથકી સાથ-

"શું ત્યારે. આ દુખ સગપણથીજ થાય છે?" રૂપ-સંદરી વમાસણમાં પડી.

"જો, તેમાથી કાંઇ મનપર ઝાંખ આવે ત્યારેજ !" ગુલાબે જવાબ દીધો.

"ખરેજ, મ્હારા મનમા અગ્નિ થઇ આવે છે, જે અગ્નિ, મ્હને આવુંજ કાંઇ વાંચવા પર હોંશ ઉપજાવે છે, મ્હને હાલમા, કાંઇ આભૂષણ ઉપર ભાવના થતી નથી. તે ઉપર મનઉતારો થાય છે, મ્હારા મનમા કાંઇ નવિન ભાવના કાંઇ કાંઇ વાર ધાઈ આવે છે" રૂપસુંદરી બોલી.

"પણ ત્યારે મ્હને, હવે ભરોંસાથી કહશો કે, તમો, તમારો આત્મા ધાત ન કરશો." ગુલાબે પુંછયુ.

"હું કાંઇપણ કરવા પહેલાં, વ્હાલી ગુલાબ, ત્હારામાં, મ્હારો ભરોંસો મેલ્યા વિના કઇજ નહી કરીશ" રૂપસુંદરી બોલી.

"મ્હાજ્ઞાનીઓના લેખ, નથી વાંચતા, પણ ખરેખર તેઓ આપણી મદદ કાજે સદા આપણીજ પાસે છે. તમારામાં એટલો ફેરફાર ક્ષણુ વારમાં થયો, તે માટે મ્હારા પરમકૃપાળું કૃષ્ણજીનોજ મ્હારા ઉપર પ્રેમ વધ્યો છે." ગુલાબ ખુશી થઇ બાઇને ગળે લગાડતી બોલી.

"હવે ગુલાબ, તું બાગમાં જા. હું તો હયાંજ બેસીસ, અને ગુણીરાજનો "કૃષ્ણકૃત" વાચીશ. પણ તું થાકેલી છે! માટે જરા ફરી આવ"! રૂપસુંદરીએ મરજી બતાવી.

"તમારા સુખનને ખાતરજ હું જઇશ, તમને સુખી કરવાજ, મ્હને, ગમશે" ગુલાબ બોલી અને વિદાય થઇ.

"આહા કેવી ગરીબ, પણ ભોલી અને ભલી! મ્હને જે મદદ આપે છે, તે જો આજ ન હોત, તો ખચ્ચિતજ મ્હારૂં મૃત્ય થઇ ગયું હોત! ગુલાબ, ગુલાબ! તું ખરેજ મ્હારા દુખના માર્ગમા, એક ઉત્તમ ભોમ્યો-છે! મ્હારા દુખી માર્ગમા, સુવાસીક રસ છે. જે મ્હને તાકાત અને કસ દીયે છે. ખરેજ ગુલાબ, તુને હું," "**મોહન મહાલ**"ના ૧૦૬-અને ૧૦૭ મા, પાને, હરમીસે ચિતારેલો, "**ઝીન્નતનો દલ્લાલજ**" કહીશ-તું નામે ગુલાબ છે, એટલુંજ નહી, પણ હરમીસ લખે છે તેમ

**"ક્યા, તેરી કમાલ! ચેં મેં ચેંચ મલાલ હય**
**માલુમ હોતા હય-કે તું ઝીન્નતકા દલાલ હય"-**

ખરો વ્હાલો ગુલાબ, મ્હારી અને મોતની લડત વચ્ચે, તુ ખરેજ એક ઉત્તમ પ્રકારની દેવી સાંકળ નિવડી છો! ગુલાબ તુંને આંખે લગાડીશ! ગુલાબ તુંને છાતીએ ચાંપીશ! ગુલાબ ત્હારો આનંદી સ્વાસ લઈશ-અને તેમ કરવા પહેલા હું ગુણીરાજે, આપેલી ભક્તિ માટેની કવિતા વાંચીશ.

"ભક્તિ જૈસો બીજ નહી, એ ધરતી દરમ્યાન
ના ઉસે હાણી માલે-ના જાવે કો માન!"

આટલું બોલી તેણી મનન કરવા માંડી "ઓ જગદાતા! મ્હારા પતિને સંભારજે. તેને માટેજ મ્હને જોર આપજે, કે તેની પુંજા કરૂં." "-આટલું બોલતા તેણી ગભરાઇ. એ, આ હું શું બોલી? એ મ્હારા હૃદયમાંથી કેમ નિકળ્યું? "તેની પુંજા કરૂ"-કે તેના કામ ઉપર ક્રોધી થાઉ? ના ના! મ્હારા હૈદામાંથી, જે અવાજ નિકળ્યો તેજ પ્રમાણે કહીશ. ઓ દેવતાઓ, મ્હને સ્હાય થજો!

ઓ અનદીઠ ગુણીઓ, મ્હને મ્હારા ઘેલાં તુંરંગમાં, ધીરતાનો રંગ આપજો! શુ, ખરેજ હું મરીશ, તેમાં આત્માઘાત તો થશે, પણ તેથી મ્હારા સ્વામિ સુખી નિવડશે તો ખરા! ઓહો, એ, મન ઉપર બીજો વિચાર વળી! એ કયાંથી? એ વિચાર મ્હને, આત્માઘાત ન કરવા વિણવે છે, કે "તેમ કીધાથી પતિ તરફની સેવામાં, તું ઓછી નિવડશે અને "મોટા પતિ" નાખુશ થશે "ત્યારે શું, હું પતિના દરેક કામ માટે આનંદજ રાખીશ? પણ એ કેમ બને? હૈડું કબુલજ કેમ કરે? ઓહો વળી બીજો અવાજ નિકળ્યો. તે કહે છે "બનશે, બનશે, પતિ સેવામાં ગમે એવા કષ્ટને ભોગવ, ઓ સુંદરી, ત્હારો જય થશે" એ આ હું

હૃદયના ઉંડાણુથી શું સાંભળું છુ? શું ખરે, કોઇ ગુણીનો, તે વિચાર, મ્હારા હૃદયમાં ગણુણા કરતો હશે? યા માહરીજ મુર્ખ મતિ, મ્હને સુચવતિ હશે? હશે, જે હશે, તે કાળ જણાવશે. ના! ના! "કાળ," શું જણાવશે? હું ખરેજ મ્હારા સ્વામિનેજ દુખી કરી રહીછુ. મ્હારા સ્વામિને કાં દુખ કરૂ? ના, તેમને ખાતરજ, હું મોઢું બંધ રાખી, ખમીશ! તેમાંજ મ્હારા સ્વામિ તરફની, મુજ પ્રતિની સેવા થશે! હરી રાજી થશે!




ઉપલી વાતચિત થવા પછી ઘણે દિવશે, "વીર વિશ્રાંતમાં" પાછી કાઇ રંગ રચના માટે તયારીઓ ચાલી રહી હતી. જેમા રૂપસુંદરીઆએ કશો પણ ભાગ લીધો ન હતો, પણ સામો ભાગ કોઇએ આપવા પણ દીધો ન હતો. બપોરથી નિત્યાનંદ ઉતાવળો ગયો હતો, અને રાત સુધી આવશે નહી, તથા પંચ પકવાનનું ભોજન રાંધવા રસોઇઆને કહી ગયો હતો. આ ઉપરથી આપણે જાણી લઇશું કે રૂપસુંદરીથી, તે બધું એકલે હાથે કરતો હતો.

સાંજે પાંચ અને છ વાગ્યાની અધવચે ચંપા, ઉતાવળી, ત્યાંથી ગઇ હતી. જતાં તુલશીને કહેતી ગઇ "સખી તુલશીબા, આજે મ્હારે ભારે કામ છે, તે તો તું વ્હાલી જાણે છે."

"હા, વ્હાલી ! તે હું જાણું છું, કાંઇ બીજો હુકમ હોય તો કહે !" તુલસીએ પુછ્યું.

"તું વ્હાલી આગળ મ્હારો શો હુકમ હોય ! જે કાંઇ મ્હારા અંગપર છે, તે સઘળું ત્હારીજ કળાનું પરિણામ છે. આજે હું મોડી રાત્રે આવીશ તેટલાં મ્હારૂં કામ સંભાળજે !" ચંપા બોલી.

"તે માટે, વ્હાલી ચંપા, તું ચિંતા ના રાખ !" તુલશીએ જવાબ દીધો.

"મ્હારી તો છાતી અત્યાર સુધી ધડક ધડક થાય છે. તું મ્હારી સાથે હોત તો કેવું ભલું ! ત્હારી મ્હને હિમ્મત મલત" ચંપા બોલી.

"એ તો, જેવી તું ગાડીમા બેશી બહાર પડશે કે હિમ્મત આવી જશે. હવે વ્હેલી થા, મોડું કરીશ ના ! અને ઠીક હિમ્મત રાખજે ?" તુલશી બોલી.

"ખરેજ ત્હારા દિલાસાથીજ મ્હારા હ્રદયના ધપકારા હું થોભાવી શકું છું. લે ચાલ હવે હુ જાઉ છુ" ચંપાએ કહયું.

"ઠીક, તું પહેલી કયાં જશે ?" તુલસીએ પુછ્યું.

"જરા બજારમાં મ્હારે ફરવાનું છે, પછી તું વ્હાલીએ જ્યાં મ્હને ગોઠવણ સોંપીછે ત્યાં જઇશ" ચંપા બોલી.

"પણ વ્હેલી જજે ! કામ ઉતાવળે, પણ ચોક્કસ કરજે ! જો ભુલતી ના ! વખને ભુલ થાય તો, વળી આંકડી પડીશ નહી. ચિડાઇશ નહી !" તુલસીએ શિખામણ દીધી

"ના ના ! હવે એવી ચીઢ અને રીશ કરવાની ટેવથી મેં હાથ ધોયાછે" ચંપા બોલી.

"એ બધું બોલવાનું છે. વખત જોઇ ગુપચુપ કરતાં રહીયે તે સાર. આગળથી એવો ચોક્કસ ન્યમ બાંધ્યે, અને

પછી વખત જવે, પાછું જેનું તે કરવા કરતા, કશું આગળથી બોલવુંજ નહી" તુલસીએ સમજાવ્યું.

"ઠીક, હું જાઉછું" ચંપા બોલી.

"એ, આવજો!" તુલસીએ વીદાય કરી.

ચંપા ઉતાવળે જતી હતી, તેને પાછળથી તુલસીએ નઝર પ્હુંગે ત્યાં સુધી જોયા કરી અને પછી બોલી "ચંપા! ચંપા! ખરેજ ત્હારા કામનો પમકાત હવે, નામ પ્રમાણે મગજ ઉપર અસર કરશે ખરો." ત્યાર પછી તુલસી પોતે અસાધારણ દોડ સાથ, પોતાના ઓરડામાં ગઇ, પણ થોડીજ વારમાં, અતિ સુંદર કપડામાં સજ થઇ, તેણી પોતે, વીર વિશ્રાંતનાં પાછળા ભાગમાં, જ્યાં એક અતિ સુંદર ગાડી જોડાવી તૈયાર હતી તેમા બેશી ઉતાવળે હંકારી ગઇ.

... ... ...

"ઓહો, ભાઇ કૌટકરાય! તમારૂ ઘર શોધતાં તો આ નવાં ઘોડાવાલાને, ઘણીજ મુશકેલી પડી. ધારવા કરતા વખત નિકળી ગયોછે. ચાલો, મ્હને, આ કાગજમાં લખ્યુ છે, તે વાંચી, આપશો!" એમ ઉતાવળે સવાલો કરતા, તથા પરબીડું કૌટકરાયના હાથમા ધરતાં ચંપા બોલી.

"ચંપા બાઇ, તમો હાંકયાંછો, બેશો? જરા ચા પાણી તો કરશો? આમ ઉતાવળ્ શેનીછે?" કૌટકરાયે પેટ પસારતાં, તથા ચીકી લેતા કહયું.

"મ્હને, વખતસર પોહોચવું જોઇએ! હું ચાપાણી બીજી વાર લઇશ. મ્હને જલદી જવા દયો!" ચંપાએ ઘણીજ અધીરાઇ કરવા માંડી

" એ અલ્યા ! મ્હારૂ ચશમું ક્યાં ગયું ? ચાલ વહેલો થા ! જલદી ચશમું લાવ ! " કોટકરાવે બરાડા પાડ્યાં

" તમે, ચશમો કાં માંગોછો, લાવો, હું વાંચી આપું " ચંપા બોલી.

" તમો વાંચશો, તો મ્હારે કાંઇ નથી. પણ પરબીડયું બંધ છે, અને ઉપર "ખાનગી" કરી બોલ લખ્યાછે, માટે જરા ચોકશાઇ થાય તો સારૂ, નકર શેઠજી ગુસ્સે ભરાય " તે બોલ્યો

" ઠીક, ઉતાવળ કરો ? " તેણીએ ફરમાવ્યું.

પળ ઉપર પળ વધતી ગઇ, ઘડીઓ વહેવા માંડી, અને ચંપાની અધીરાઇ, તેણીને ઘાંડી કરવા જેવી લાગી. પોતાની ચોલી માહેથી નાની ચીઠી કાઢી, અને ફરી વાંચી " જો વખત સર ન અવાય, તો યાદ રાખજો, કાંઇ ઉઠળ પાઠળ ન થઇ જાય. કારણ કે, આ કામજ એવું ચોકસાઇ, અને નિયમ કરેલા વખતે થવુંજ જોઇએ " એમ વાંચી ચીઠી ઉતાવળે છાતીમાં સેરવી દીધી, અને ઘણી વ્યાકુલ થવા માંડી. ઘણી ઘડીઓ પછી ચશમો લાવવામાં આવ્યો, અને તેને સાફ કરી, જોઇ, ચુંચી આંખે ફરી ફરી, સાફ થયો છે કે નહી, તે તપાસી, આખરે નાંખ઼ પર ચઢાવ્યો, પણ અફસોસ ! " અરે ઓ મુંઢ, આ કેવો ચશમું લાવ્યો ? આ તો, દુરનો છે " આમ કોટકરાયે, પાડા માફક ઘાંટો કાઢયો–માહેથી જવાબ મલ્યો " એ હું ભુલ્યો, આ હું બીજો લાવવા જાઉ છુ " એમ ડોળા ટાણી, આખરે તે માણસ ચશમો લાવ્યો, અને તેની ઉપર પણ ઉપલીજ માફક નકશી કરવામાં આવી.

"તમો જાડા માણુસને ઉતાવળે કામ આવ્યું હોય તો નખ્ખોડજ વાળશો. હવે જરા જલદી કરી દયો !" ચંપા ચિડાઇને બોલી.

"ના બહેન. ચિડાશો નહી ! તમને જો ધીરજ હોય, તો ચીડ વીશે, એ દોહરા લખ્યા છે, તે વંચાવીશ" કોટકે તેણીને શાંત પાડતાં કહયું.

"ના ! ના ! મારે કાંઇ વાંચવું નથી, બસ મ્હને જે કાઇ આપવું હોય, તો આપી દયો ! મ્હારાથી તે વિના જવાય નહી, એવું છે. ના તો, હું ચાલી જતે" ચંપા છેડાઇ.

ઘણી વેલા નિકળી ગઇ, ચંપાની ધીરજ ખુંટી ગઇ, અને જ્યારે અત્રધી થઇ, તેજ સમે, એક પૅકેટ, કોટકરાવે તીજોરી માહેથી કાઢયું, અને ખોલી માહેથી ઝવેરાટની જણુસો કાઢી, તે જોતા જ ચંપા જરા ધીરી પડી. અને કોટકરાવે, તેણીને, હાથે, આંગળે, અને ગળામાં પહેરાવી, પણ ગળામાં હાર પહેરાવતા, કડી જલદી આવે નહી, આખેર ઉતાવળે દોરો બાંધવામાં, આવ્યો, અને તે બાંધી, તે "ક્ષમા કરજો કોટકરાવ" એમ બોલી, બારણામાં ગઇ, પણ ગાડી મલે નહી. પાછી અંદર ધસી આવી "ભાઇ કોટકરાવ, મ્હારી ગાડી ન મલે, જરા આસેપાસે જોવાડશો. ?"

"જરૂર ! જરૂર ! એ અલ્યા, જો તો, બાઇજીની ગાડી કયાં છે ?" કોટકરાવે હાંક મારી પુંછયું.

"શેઠજી ગાડી તો, કયારની જતી રહી !" તે માણુસે જવાબ દીધો.

"જતી રહી ! કયાં જતી રહી ! કોણુના હુકમથી જતી રહી, ઓહો, હવે હું કયારે પોહોચીશ ?" ચંપાની અકળામણુનો પાર રહયો નહી.

"ના, ચંપા બહેન, ચિંતા ના કરશો ! હું માહારી આપીશ" કોટકરાવે તોડ કાઢી.

" ઓ, તમારી ભારે મ્હેરબાની ! " તેણી બોલી.

" અરે એમાં તે શી મહેરબાની ! જા અલ્યા, ગાડી જોડી લાવ. જો વહેલો આવજે ! " કૌટકરાવે તાકીદ કરી.

" સાહેબ, ગાડી જોડવામાંજ આવી છે, લ્યો, એ સામેથી આવી ! " તે બોલ્યો.

" ઠીક ચંપા બહેન, તમારો વખત બચ્યો, તમો બહુજ નસીબદાર ! " કૌટકરાવે કહ્યું.

" તેમાં તમારોજ હાથ છે. લ્યો સાહેબજી ! " એમ બોલી તેણી ગાડીમા બેઠી. ગાડીવાલો કોચબોક્ષ પર બેઠો, અને ચાબક હીલાવતા ઘોડો ચાલવા માંડયો, પણ કોણ જાણે ઉતાવળા દેવતાઓ આજે કયાં હશે, તે, વળી પાછી ગાડી થોભી, કારણકે, ગાડી ખેંચતાને વાર, બન્ને બાજુથી પુલો નિકળી આવ્યા. કાંઇ ખીલાઓ ઢીલા રહી ગયલા હોવા જોઇએ.

" ઓ, પ્રભુ, આજે મ્હારૂં શું થશે ? હવે કેટલી વાર લાગશે ? " ચંપા ઘણીજ કંગાળ બનતી ગઇ.

કૌટકરાવ દોડી આવ્યો, અને બુમો પાડવા લાગ્યો, " એ ભુંડા, તું, સહવારનો શું કરતો હતો, ચાલ વહેલો થા ? "

" આ સાહેબ હમણાજ બરોબર કરી દઉંછું. " તે બોલ્યો. વખત, પળ છતા, કલાકો જેવાં ચંપાને લાગ્યા, અને અંતે, પાછી ગાડી સમી થઈ, અને ચાલવા લાગી. ચંપાને કાંઇ ધીરજ આવી. જરા થંડા પવનથી, પણ શાન્તિ થઇ, જવાનું જરા લાંબે હતું અને, ગાડી જોસમાં દોડાવવામાં આવતી હતી. થયું એમ, કે, એવા રસ્તા પર આવ્યો, કે, જયાં ભારે ખોડ કામથી, રસ્તો, બંધ રાખવામાં આવ્યો હતો.

" બાઇજી, આ રસ્તો બંધ છે, માટે મ્હને ફેરવવી પડશે " ઘોડાવાળો બોલ્યો.

" અહે ભાઇ કેમ પણ કરી, મ્હને લઇજા ! હું તો હવે ઘેલી થઇ જવાશ " ચંપાએ વિનંતી કરી.

" ના બાઇ ઘેલા ના થશો ! મ્હારો ઘોડો ભડકશે. આ હું બીજે રસ્તે લઇ જાઉં છું " એમ બોલી ગાડી ફેરવી.

આ રસ્તો અંધારો હતો, ઘણે ભાગે વપરાશમાં ન હતો, જેથી ધીમેથી ચાલવું પડતું, માહે માહે ખાડા હતા, તેની પણ સંભાળ ઘોડાવાલાને લેવાની હતી. તેવી સંભાળ લેવા છતાં, અંતે ઘોડો પડયો, અને ગાડી પાછી થોભી. કામ મુશ્કેલ થયું, અને ચંપા નિરાશ બની ગઇ. ઘોડાને મદદ કરવા ત્યાં કોઇ હતું નહી. અને ચંપા કેમ જાય તેની ચિંતામાં રડવા પડી.

"બાઇ, તમે રડશો મા ! મ્હને કહો કે તમારે કયાં જવાનું છે " ઘોડાવાલાએ, ઘોડાને ઉઠાડવાની કોશેશ કરતાં પુંછયું

" મ્હને ધાંડા ગોરજીને ઘર જવાનું છે " તેણી બોલી.

" ઓહો, તે તો ઘણે લાંબે છેટે છે, અને હું તો ગાડી વીર વિશ્રાંત તરફ હાંકતો હતો " તેને કહયું.

" કાં, ત્યાં કાં હાંકતો હતો ?" તેણીએ ગભરાઇને પુંછયું

" તે, તમે મ્હને કશું કહેલું નહી. અને હું સમજ્યો, કે, તમોને તમારે ઘર વીરવિશ્રાતમાં જવું હશે. હવે જો, તમને ધાંડા ગોરજીને ત્યાં જવું હોય તો, આ સીધ્ધા ચાલ્યા જાવો, ત્યાંથી કોઇને પુંછશો, કે વળી આગળ રસ્તો બતલાવશે. ઘોડો કાંઇ હવે ચાલી શકે નહી. રસ્તે ગાડી મળે તો બેસી જજો ! " ઘોડાવાળાએ સલાહ આપી.

કશો માર્ગ હતો નહી એટલે, બેધ્યાન ચંપા ચાલવા માંડી. ઉતાવળે ચાલતા આગળ કોઇ ત્રણ ચાર પુરૂષો ચાલતા હતા, તેમને પકડી પાડયા. પણ નઝદીક આવતાં, તેઓની વાતમાં કાઇ નામ સાંભળતા, હળવે કદમે ચાલી વાત સાંભળવા ઇચ્છા કરી.

"આજે તો, ધાંડા ગોરજીને ત્યાં લગન થયા." એક બોલતો હતો.

"કોના ?" બીજાએ પુછ્યું.

"શેઠ નિત્યાનંદના" પહેલાએ જવાબ દીધો.

"તે શેઠની તો બાયડી છે, પછે બીજી શા માટે ?" બીજાએ પુંછ્યું.

"તે તો ત્રાઝણી થઇ, એટલે શેઠજીની મરજી બીજી માટે થાઇ આવી" પેહેલાએ જવાબ દીધો.

"બીજી વળી કોણ છે ?" બીજાએ પુંછ્યું.

"કોઇ કઇ નામ બોલે છે, અને કોઇ કઇ નામ દીયે છે" પહેલાએ જવાબ દીધો.

"પણ બન્નેના કઇ નામ તો હશેજ ! કોઇ ખાનદાન પણ હશેજ !" બીજાએ પુછ્યું.

"ખાનદાન તો કાઇ સાંભલ્યુ નથી, પણ કહે છે કે પોતાની ધણિઆણિની દાસીઓ માહેલી કોઇ એકાદ છે, કોઇ ચંપા કેહે છે, કોઇ તુલશી કહે છે" પેહેલાએ જવાબ દીધો.

"એમ તો બે માહેલી એક પણ હશે ! પણ લગ્ન તો થયું કે નહી ?" બીજાએ પુંછ્યું.

"તે તો થયું હોય રે !" પેહેલાએ જવાબ દીધો.

"અમે સાંભળ્યું કે વહુ કાઇ રોકાઇ ગઇ છે" કોઇ ત્રીજો વચ્ચે બોલ્યો.

"ઠીક, ભાઇ. જે હશે તે થશે" એમ પ્હેલાએ બોલી ચાલવા કહ્યું.

આ વાત સાંભળી ચંપાને જોશ આવ્યો, અને, ધાંઘ-ગોરજીને ત્યાં વ્હેલી પુંગવા ઉતાવળે ચાલી. આખર ધાંઘ-ગોરજીને ઘરે ચાલી જુવે છે તો ત્યાં કોઇનો સંસારો પણ ન મળે, તેથી વ્હેલી ત્યાંથી પાછી ફરતી ઘરે ગઈ. મનમા બરબડતી ગઇ કે "મ્હારા વેળાસર ન પુંગવાથી, નિત્યાનંદે બીજા વખતપર મુહૂર્ત ઠેડવ્યું હશે."

---




પાછલે બારણેથી ચંપા હાફતી ફાંફતી, વીર વિશ્રાંતમાં દોડી અને, ઉંબરા ઉપરજ તુલસીને ભારે સિંગારમાં ઉભેલી, એકલી દીઠી.

"કેમ ચંપા, ક્યાં ગઇ હતી?" ચંપાને ઠઠરાવી નાંખતા તુલશી બોલી.

"વળી ક્યાં ગઇ હતી? મ્હારા ઝવેરાટના જનસો લેવા, વચ્ચે મુશ્કેલી નડી," પણ તેણી બોલવા જાય તેટલાંજ પુર બીજાજથી તુલશી બોલી "પણ!...પણ શું? બેવકુફ આવી ત્હારી રીતભાત! આવોજ ત્હારો ભરોંસો!"

"હુ શું કરૂ? હવે મને કેહની કે શેઠના લગ્નનું શું?" ચંપાએ પુંછ્યું.

"તે તો, કઇત્હારા જેવી ભૂંડી માટે થોભો" તુલશી બોલી.

"એટલે, તુલશી, તું શું કહેવા માંગે છે?" ચંપાએ પુંછ્યું

"મોઢું સંભાળ! તુલશી કોણે કેહછે? શેઠાણી બોલ!" તુલશી ક્રોધે ચઢી.

"એટલે! તે શું?" ચંપા ફૂગલાઇ ગઇ.

"એટલે, એટલો, અને ભૂંડીઓનો ચોટલો! બેવકુફ, ભૂંડી, વખતસર તું ન, આવે, તો શેઠજીના કેવા હાલ થાય?" તુલશી છેડાઇ બોલી.

"ત્યારે શું થયું?" ચંપાએ ઇંતેજારીથી પુંછ્યું.

"વળી થાય શું, ત્હારૂં ભુડીનું કપાળ! એ તો સારૂ થયું કે હું પાસે હતી, તે, વખત સાચવ્યો, ત્હારે ખાતર ભોગ ભર્યો" તુલશી બોલી

"એટલે? પરણી ગઇ?" ચંપા અકલાઇ પુંછવા પડી.

"ના, પરણું નહી! શેઠની ફજેતી થવા દઉં!" તુલશી ભારે ક્રોધથી બોલી.

"ઓ દગો! હવે હું સમજી! આ બધાંએ ત્હારા ટરકટાં છે, ત્હારાજ પાંખડમાં હું સપડાઇ છું" ચંપા નિરાશ થઇ.

"ભલે, હવે જે થયું તે ઠીક છે, પણ તું ડાહી થશે, તો ઠીક, ના તો, આ ઘડીએ, ઘરથી બહાર કઢાવીશ" તુલશીએ દમ કર્યો

"હુ મ્હારા પ્રિયતમને પુંછીશ!" ચંપા બોલી

"શું પુંછશે! બેવકુફ, ઓડાની! ત્હારી આવી ચાલ પર ધિકકાર છે. વખત સર ન આવી, અને હજી પુંછવાનું બાકી છે, ચાલ નિકળ હયાંથી, નહી તો લાત ખાશે" નિત્યાનંદ બહાર નિકળી આવી બોલ્યો.

આ ગડબડમાં સઘળા દોડી આવ્યા, અને રૂપસુંદરી પણ આવી ચઢી, અને પુંછવા ઉભી "આ બધું શું છે, કોઇ મ્હને કહેશો ?"

"આમ આવો તમે, હું તમને કહીશ, ચાલો, આ તમારી શોખ તુલસીને ઓવરણા લઇ વધાવજો !" નિત્યાનંદે હુકમ કર્યો.

"મ્હારી શોખ ! તે શુ !" રૂપસુંદરી ડગી ગઇ

"વળી બીજી બાયડી ! ચાલો ઝટ ઓરવણા લીધાં, નહી તો હું તમને, હવે ચાબુકથી વધાવીશ" તે ક્રોધે ચઢયો.

"ના, તે નહી બનશે" રૂપસુંદરી દ્રઢ રહી, તેટલાજ, તેણીના વાંસા પર બેરહમ ચાબુકો પડયા. બીચારી ફસડાઇ ગઇ, લાત મારી, નિત્યાનંદ, તુલશીનો હાથ પકડી, આગળે દિવાનખાને ગયો.

ઓ જુલમ ! ઓ સખતી ! ઓ દુન્યા ત્હારો ધર્મ, ત્હારી ઝપટી ! ભેગાં થયેલા બધાંએ આ બનાવ જોઇ એક આફત સમા ચિતાર થયેલો માન્યો. રૂપસુંદરી, જમીનપર કોરવંકી બેભાન થઇ રહી, તેટલાં ગુલાબ દોડી આવી. ઇસારતથી ઝટ સમજી ગઇ, અને રડતી આંખે, બાઇને પાંસામા લઇ લીધી. માથું, પોતાના ફસડાઇ પડી બેઠેલા થાપા ઉપર ઉંચકી લીધું. બોલાવતા સાદ ન મળ્યો, તો આસેપાસેનાઓની મદદ માંગી. સઘળા-દોડધામ કરતા હતા. નહીજ સાવધ થઇ, ત્યારે બીજાઓની મદદ વડે, તેણીને ઉંચકીને, તેણીના ઓરડામાં લઇ જવામાં આવી. ચંપા જે અકલાયલી હતી, તેની સામે ઘોડાવાલો આવતા, તેને બાજુમાં લઇ જઇ પુછયું, "કેમ ગોવીંદ, તું ગાડી હંકારી ગયો ?"

" બાઇજી, મ્હને તુલશી બાઈએ શેઠની સામે હુકમ કર્યો હતો, કે, કોટકરાયને ત્યાં ગાડીમાં ચંપા બાઇને લઇ જઇ, ત્યાં પોહોચ્યાકતાંજ, તરતજ ગાડી પાછી લાવવી " ગોવીંદ ઘોડાવાલાએ જવાબ દીધો.

" એમ ! આવો હુકમ અલ્યા તુંને તુલશીએ કર્યો. અને તે પણ વળી શેઠની સામે ! ઠીક, જા ! ત્હારે કાંઇ બોલવું નહી. " એમ કહી ચંપા, પોતાના ઉપર દાવપેચની રમાયલી બાજી જાણી રહી. તેણી એવા વિચારમાં હતી, તેવામાં, તેજ ઘોડાવાલાએ આવી કહયું " ચંપા બાઇ, તમને કોઇ જાડો ગ્રહસ્થ, વાડીમાં મલવા આવ્યો છે " ચંપા દોડી, અને તેણીના ધારવા મુજબ કોટકરાય જણાયો.

" કેમ કોટકરાવ, તમને શી જરૂર મોડી રાતે થઇ ! " ચંપાએ પુંછયું " હુ એમ પુંછવા આવ્યો, કે, તમોને મેં ગાડી તો આપી, પણ રસ્તે જે દુખ આવ્યું, તે માટે હું દલગીરી જાહેર કરવા આવ્યો " તે બોલ્યો.

"ના, કોટકરાવ ભાઇ, એમાં તમો શા માટે ખેદ કરો છો, કદાપિ ગાડીને અકસ્માત ન થયો હોત, તોએ પણ મ્હારા ઉપર પ્રથમથીજ પ્રપંચ સાચવવામાં આવ્યું હતુ" તેણીએ સમજાવ્યું.

" એમ કે ! અને તે શું ! મ્હને કહેશો, તો હું તમોને મદદ કરીશ " તે બોલ્યો.

" વખત હાલમાં નથી. પછીથી હું મળીશ, ત્યારે માંડીને વાત કરીશ, હાલમા એટલુંજ કહેલું બસ છે, કે મ્હને શેઠ અને નવા શેઠાણીએ ઠીક બનાવી દીધી" તેણીએ કહયું

" અરેચંપાબા ! તમે બહુજ ભોલાં છો ! હું તો પ્રથમથીજ બધું જાણુતો હતો " તે બોલ્યો

" ત્યારે મ્હને શા માટે નહી ચેતાવી ! " ચંપાએ પુછયું

" એક તો શેઠની આડા આવવાનો આળ આવે, અને બીજું તો, ચેતાવવાથી મ્હારી બાજી બિગડે " તે બોલ્યો

" તમારી શી બાજી બિગડતે, કૌટકરાવ ? " તેણી આંકલી થઇ પુંછવા લાગી. "

" હજી તમો સમજતા નથી ? " તે બોલ્યો

"ના ! હું જરા પણુ ખ્યાલ બાંધતી નથી " ચંપાએ કહયું.

" જરા આમ હયાં તરફ મ્હારી સાથ થોડા કટકે ચાલશો ? " કૌટકરાવે તેણીને અરજ કરી.

" કાંઇ ઘણુંજ ખાનગી છે ?" ચંપાએ પુંછયું.

" હા, કાંઇ તેવુંજ છે " તેને જવાબ દીધો.

થોડે છેટે ધીમે ધીમે બન્ને ચાલ્યા, પછી, કૌટકરાવ બોલ્યો " મનમાં માઠું લાવશો નહી, ચંપાબા ! પણુ માહરી એક વિનંતી છે."

" તે શી વિનંતી છે ? " ચંપાએ પુછયું.

" મ્હારી આ વિનંતી છે, " એમ કહી કૌટકરાવે તેણીને બાથમા ભીંડી માથા પર ચુંબન કર્યું. તેજ પળે, ચંપાએ વાઘન માફક ઉછળી અને એક તમાચો માર્યો " મુવા ઢોર ! છેક કઠોર બન્યો ! લ્યાનત પડી ત્હારા કામ ઉપર ! " તેણીએ છેડાઇ ગાળો ભાંડી.

" બસ, બસ, ચંપા હવે રહેવા દે ત્હારી ! આજે તો હું જાઉંછુ, પણુ થોડાજ દિવસમાં તને પાંસરી કરાવી મેળીશ " તે જતાં જતાં બોલ્યો.

" ધુલ પડી ત્હારી ઉપર મુવાં પાડા ! " એમ ડોળા કાઢતી ચંપા ઘરમાં ગઇ. રાત્રીની આશાએશ સર્વેને જોઇએ, નવા

વર વહુ, જરાપણ ઇનિસાન જાતની લાગણીનું ટોળ કરવા વગર, મનુષ્ય અવતારમાં અહેસાન સમ હૈડું રાખી, પોતાને સ્થાને ગયાં. ગુલાબ જીવતોડ ઝહેમતે , રૂપસુંદરીને અતિ તાસવીસ વચ્ચેથી શાન્તિમાં લાવી, અને આખર રડી રડી રૂપસુંદરી નિંદ્રાવશ થઈ.



## “પ્રભાત યાને જાગૃણ.”

પોહોર સમેત રૂપસુંદરી જાગૃત થઇ, અને તેજ વેળા ગુલાબ, પણ ચોંકી, પોતાની બાઇની જતન માટે ઉઠી.

“ કાં રૂપસુંદરીબા, આટલા વહેલા ઉઠી કયાં જાવોછો ? ” ગુલાબ આગળ આવી પુંછવા લાગી.

“ ના, વ્હાલી ગુલાબ, ચિંતા ના કર ! હું સારી પેઠે છુ. પણ આજે જલદી અંગોળ કરાવ. જો રસોદામાં પાણી તૈયાર હશે. થોડુંક લાવ !” એમ બોલતા લગાર હસ્તો ચહેરો કર્યો.

રખે બાઇની મગજ શકિત બીગડતી હોય, તેની ચિંતા રાખી, ગુલાબ ઝટ હુકમ પ્રમાણે પાણી લેવા ગઇ અને, થોડુંક લઇને વહેલી આવી. બાઇને અંગોળ કરાવ્યું, અને, તેણીએ માંગ્યા તેવા સાદાજ કપડા આપ્યા. તે પહેરીને, મેડીમા બેઠી આસપાસની શાન્તિમાં જીવ ઠેડવવા લાગી “ વ્હાલી ગુલાબ, મ્હને ભુખ લાગીછે, ચા સાથ કાંઇ લાવજે ! જો બને તો બે ત્રણ ગરમ પુરી લાવજે ! કાંઇ નહી. જરી વાર લાગશે તો ” રૂપસુંદરીએ ગુલાબ પાસ માંગણી કરી.

"વારૂં બા ! હું જેન બને તેમ જલદી લાવું છું, તમો ભુખ્યા થયા હશો" એમ જવાબ દેતી વહેલી ગઇ.

"ગુલાબ ! ગુલાબ ! ત્હારી સેવાનો બદલો પ્રભુજ વાળશે. મ્હારાથી શુ બને ? તું આવીને જોશે, ત્યારે ત્હારા કાળજામાં કેમ લાગશે ? વ્હાલી ગુલાબ, તું મ્હારી સાક્ષી છે, કે મેં કેમ ખમ્યું છે. છતા, તું નેજ હું બેઇમાન થઇ. આ વીંખથી ભરેલુ પ્યાલુ, મ્હારા ગળામાં રેડું છુ, તેનું પરિણામ તું જાણીને કેવી દુખી થશે ? પણ મ્હારો ઇલાજ નથી. આવ મ્હારા વ્હાલા મૌત, જે આ ઝેરી વસ્તુથી ભરેલા પ્યાલામાં ભર્યું છે, તે મારે માથે મુગટ માફક રાજ કર ! મ્હારા સદાના નિંદ્રાસ્થાનથી, મ્હારા પતિને સુખજ થશે. તું મૌતથી ભરેલા પ્યાલા આવ ! મ્હને ત્હારી ગોદમાં લે !" એમ બોલી તે પ્યાલું ઉચકી પીવા જતી...તેટલાં બાહાર કોઇ ભિક્ષુકથી નિચલા શબ્દો કાને પડયા.

## કાલીંગડો.

નેકીકા પ્યાલા ભરો ! નેકીકા પ્યાલા ભરદો સખી=કોઇ
નેકીકા પ્યાલા ભરો !

આટલા સુખન સાંભળતાં, તેણી ચોંકી, અને બોલી 'પરોઢીયા'માં, આ સુંદર સખુન !

"નેકીકા પ્યાલા ભરો !" આહા શું ત્યારે હું નેકીનો પ્યાલો ભરૂં છું કે ? ના, તેમ તો નથી. પણ હું એ ગીત પુરૂ સાંભળીશ, તેટલા, આ પ્યાલો બાજુ સંતાડીશ. એમ બોલી તેણી અગાશી ઉપર, બરોબર સાંભળવા ગઇ. જ્યાં સાંભળવા ઉભી.

નેકીકા પ્યાલા ભરો—નેકીકા પ્યાલા ભરદો સખી કોઇ
નેકીકા પ્યાલા ભરો=
બદી કીસી ધાર દાળા કરો—પ્યારે નેકીકા પ્યાલા ભરો !=

નેકીતો આખર રહેને વાલી–મરનેકે સાથ આને વાલી
જબ ભરો સાંસ–તબ કરો આસ–રખલો નેકી પાસ=નેકીકા

દુન્યા એક કારખાના હય–ઔર આપ કારીગર
સચ મહેનતસે કામ કર–રાજી હો પરવર
દામ જીસકા તબ મીલે–જીતના બી હોવે કામ
મરણ બાદ તું જાવે જહાં–વહાં મીલે તેરા દામ=નેકીકા

આ સુંદર ગીતની અસરમાં તેણીના હૈડામાં ભારે ઘોંધાટ થયો, અને ન વર્ણવેલા વિચાર એક પછી એક જાગૃત થતા હોય, એમ ચમકી ખુશી થવા લાગી. ઝટ વહેલી દોડી, અને, પડોસમાં પાકીટ હતી, તે માહેથી એક ગીની હતી, તે કાગજમાં વીંટી પેલા ભિક્ષુકને આપવા દોડી. " લે ભાઈ, આ હારા લાયક કાઇ નથી" એમ બોલી તે પડીકું નાખ્યું. તેણી તે ભિક્ષુક શું વિચારે છે, તે માટે પણ ઉભી નહી પણ પાછી ફરી, પેલો સંતાડેલો પ્યાલો કાઢી, આખ્ખો બારી વાટે ફેંકયો, અને દ્રઢ મને બોલી "ના ભલે, સંકટ આવે, પણ આત્માધાત નહી કરીશ, પણ નેકીનો પ્યાલો ભરીશ," આમ બોલી "કૃષ્ણ કૃત" લેવા ગઇ, તે માહેથી આપધાત ન કરવા વીશેનો દોહરો ફરી વાંચ્યો.

લાખ વેદના દુખ પડે-લાખ પડે દશ લાખ
તે વેઠ ને દાળ લવ, ન–આત્મા હંત્યા ભાખ!
પ્રાણ છે તો છે ઉંજાશ–દુખ વેઠની આશ
પ્રાણ ગયો તો ભવ ગયો–રહેશે ભાઈ નિરાશ!=

આહા! કેવું રસ્ય હવે મ્હને મહીં લાગે છે, પ્રાણ છે તો ઉજાશ, અને આશ છે. ખરેજ પ્રભાતના વખત સાથે, મ્હારા

હૃદયમાં પણ આજે નવિજ પ્રભાત થઇ રહી છે. ના, મ્હારા ઉપર ગમે એવા કષ્ટ આવશે, તે શ્રી કૃષ્ણ ભગવાનજી ટાળશે. આમ બોલતી " કૃષ્ણ કૃત" ના પાના ફેરવતાં "સ્વામિની સેવા" એવાં મથાળાં સાથે એક કવેત જોયું, અને વાંચવા પડી.

## સ્વામિ સેવા–દોહરા.

સેવા કરજે સ્વામિની–હેત પ્રિતની સાથ
સાથે ચિત્તને રોકજે–સ્વર્ગ આવે તું હાથ !
સેવા કરજે સ્વામિની–જોકે આપે દોષ
એવાં દોષે માનજે–હરી ખિલાવે હોંશ
સેવા ધરજે સ્વામિને–દીયે વિપત અનેક
તે પાળી તું પામશે–હરી નાથનો ટેક
સેવા કરજે સ્વામિની–ભલે કુછંડી હોય
તેના ફળ તું અંતમાં–હરી દ્વારમાં જોય
સેવા કરજે સ્વામિની–ગમન ભરે તે બ્હાર
તેવાં કસમાં જાણશે–ત્હારા સતનો સાર
સેવા દેજે સ્વામિને–યત્ન ધરીને ટાળ
પરલોકે તું પામશે–તેથી રૂડો હાલ
સેવા કરજે સ્વામિની–રાખી મોઢું બંધ
અંત સમયમાં પામશે–હરથી તું સંબંધ !

( હરમીસ )

ધન્ય, ઓ લખનાર ધન્ય ! ત્હારી માત પર ! ધણી ગમે એવો હોય, તોપણ સેવા કરવામાંજ ત્યારે ધર્મ કહેવાય ! ત્યારેજ પ્રભૂની પ્રભૂતા મેળવાય ! ઠીક હવેથી હુ મનમા દુખ નહી લઇશ" આટલું બોલતા પુરૂ થતા, ગુલાબ આવી લાગી અને ચા, અને પુરી, રૂપસુંદરી આગળ ધરી.

" ગુલાબ, મ્હારી ઈચ્છા પાળશે !" રૂપસુંદરી ઘણાજ મીઠા અવાજે બોલી.

ગુલાબ, બાઈનો હાલ, આવો આનંદી જોઈ બહુજ મગ્ન થઈ બોલી " જરૂર ! "

" આજે મ્હારી સાથે ચા પીશો ? " રૂપસુંદરીએ પુંછ્યું.

" બાઇ, તમારી હુ દાશી, મ્હારી ગતિ હું સંભાળીશ ? " ગુલાબ અદબથી બોલી.

" તે ફરક હવે રહગો નથી, તું જો મ્હારી સાથે ચા પાણી ન લેશે, તો હું તે વસ્તુઓને પણ અડીશ નહી " રૂપસુંદરીએ ખુશ ભાવે હઠ લીધી.

" જેવી તમારી મરજી ! તમારી મ્હારા ઉપર કેટલી મમતા ! નાથ તમને સુખ દીયે ! " ગુલાબે દુવા ચાહી.

" ગુલાબ ! સ્ત્રીનું સંસાર સુખ શામાં છે ?" રૂપસુંદરીએ ચા હલાવતા પુંછ્યું.

" તમેજ કહો, રૂપસુંદરી બા ! " ગુલાબ બોલી.

" સ્વામિ સેવામાં ! " રૂપસુંદરીએ કહયું.

" શું તે તમો અત્યાર સુધી ન કરતા હતાં ? " ગુલાબે પુંછ્યું.

" ના, નહીજ કરતી હતી " રૂપસુંદરીએ જવાબ દીધો.

" એમ શા ઉપરથી કહો છો ? હું કાંઇ માનતી નથી " ગુલાબે પ્રૂછતાં વમાસન કરી.

" ના, હું નજ કરતી હતી, જયાં સુધી મ્હારી મતલબથી સ્વામિ ચાલતા હતા ત્યાં સુધી હુ સુખી હતી, પણ જ્યારે, મ્હારાં હિત પ્રમાણે તે ન ચાલ્યા, ત્યારે હું તેમને આડી આવી, અને હું દુખી થઇ, કેમ ખરૂ કે ના ! " " રૂપસુંદરી બોલી.

"હા, એમ ખરૂં !" ગુલાબ ગુંચવાતી બોલી.

"ના, મ્હારે એમ કરવું ન હતું, અને હવે કરીશ પણ નહી" રૂપસુંદરીએ આગળ સમજાવ્યું.

"ત્યારે શું કરશો બા !" ગુલાબે પુંછ્યું.

"મ્હારા સ્વામિ જેમાં સુખ માનશે, તેમાંજ હું માનીશ, અને સુખી રહીશ" રૂપસુંદરી બોલી.

"આ શો ચમ્તકાર !" ગુલાબે પુછ્યું.

"તું ગઇ પછી, હું ફરી જન્મમાં આવી" પુરી ખાતા બોલી.

"એટલે !" ગુલાબે પુંછ્યું.

"એટલે એમ કે, હુ આપઘાત કરતી પાછી ફરી" હસતા હસતાં બોલી.

"એ તમે શું બોલો છો ? અને છતાં આવા આનંદી !" ગુલાબ અજબ થઇ.

"આનંદ આપણો છે, દુખ આપણે લાવ્યા છે દ્રષ્ટિ માંહેથી કપટ કાઢયું, કે જગત નવિનતામાંજ દેખાશે. મેં તે જોયું." અને એમ બોલતાં ચા પીતાં પીતાં, બધું બન્યું હતું, તે રૂપસુંદરીએ કહી સંભળાવ્યું.

"ઓ પરમાત્મા, ત્હારો કેવો મોટો આભાર ! મ્હારી બાઇને, આવા ભલા વિચારથી ઉગાડનાર તુંજ એકલો પતિ, જેને પેલા ભિક્ષુક અવતારમાં, દેવતાજ મોકલાવ્યા" ગુલાબે આનંદ દેખાડી બાઇને અતિ હેત સાથ પેટમાં, ચાંપી.

પછી બન્ને આનંદી બની ચા પાણી લઇ ફરવાં લાગ્યાં, અને રૂપસુંદરીને મનથી કશુંએ બન્યું નહી હોય, તેમ લાગ્યું.

"કેમ કાંઇ બહુજ હસો છો? હું જાણું છું તમો બન્ને ડાકણો સામટી મલી છો" તુલશી ભારે રોપથી આવી દમ બરાવવા લાગી.

" મ્હારા હસવાથી, આંપ શેઠાણીજીને કાંઇ હરકત થઇ હોય તો ક્ષમા ! " રૂપસુંદરી હાથ જોડી બોલી.

" ચાલો ઉઠો, હવે ઘરનું કાંઇ કામ કરવું હોય તો કરી લ્યો ! એમ આળસાઇમાં ઘણાં દિવસો કાઢશો તો, હાડકાં વળશે નહી " તુલશીએ તાણું કરી.

" વારૂ શેઠાણીબાઇ, જેમ ફરમાવશો, તેમ કરશું " એમ રૂપસુંદરીએ, ઓવરણે વધાવી.

" ચાબુક બરડા પર પડયા, ત્યારે સુધ આવી ! ત્યારે કાલેજ તેમ કરવું હતું ના ! " તુલશીએ મેણા માર્યા.

" હા, જી હવે શાન ખુલી છે, તમો જેમ ફરમાવશો તેમ ચાલવા ખુશી રહીશજી " રૂપસુંદરીએ જવાબ દીધો.

"ઠીક છે, ત્યારેજ મ્હારી દયાને પ્રાત્ર થશો !" તુલશી બોલી.

" કાંઇ ભરૂશે રહેતી ના, તુલશી ! કાઇ ભરૂશે રહેતી ના ! એ તો મેંજ વેઠી છે " આમ બોલતા નિત્યાનંદ આવ્યો.

" ખરૂ કહો છો, સ્વામિજી ! ખરૂ કહો છો ! મ્હારી ભૂલજ હતી. મ્હને ક્ષમા આપશો ! " રૂપસુંદરી ઉભી થઇ વાંકી વલી નમી.

" ત્હારૂં તુંજ ભર ! તુલશી કહે તે કર ! એટલે થયું ! " એમ બોલી તે ગયો

" જેવી આજ્ઞા ! " રૂપસુંદરી બોલી. પછી સઘળા, પોત પોતાને કામે મંડ્યા—



## તુલસીની તાસવીશ.

બદલાતી ગતિ સાથે પણ વખત આગળ વધ્યો ચાલ્યો, અને તુલશીના તોફાન કાંઇ ઓછાં ન હતાં, પણ ઠાવકા મન સાથ, રૂપસુંદરી, પોતાનો દહે નિભાવતી ચાલી. દુખને તે જરાએ મચક ન આપતી, અને સ્વામિની સેવા કરતાં, પણ પરિણામે માર ખાતી તથા હાડમાડ થતી હતી. છતા, જયાં હૈડામાં, જેને "અગ્નિનો આંચ" પજર્યો, અને હોંશ અને વાસનાનો ઉભરો ઉમરાવ્યો, ત્યાં પછી દરેક સુંધ્ધ ભાવનું "અનુકરણ યાને નકલ કરવાનુ" ભાન મેળવ્યું, તેને વેદનાથી વેગળું રહેવું, યા, સાથે મસલાવવું એકજ હતું–જેમ જેમ તેણી, તુલશી અને નિત્યાનંદને, ખુશાળ ભાવથી નમતી હતી, તેમ તેમ, તેણીના એવા કામમાં, અને રાહ રીતીમાં તેઓએ પાખંડ જેવું ધારી લીધું, પણ રૂપસુંદરી તેની કશી ચિંતા લાવી નહી–કપડા અને લુંગડા માટે તેણીને હવે પરવાહ હતી નહી, પણ પૈસા, જે તેણીના બાપીકા વસીલાથી મલતા હતા, તેને, બીજે રસ્તે વાપડતી હતી. જે કામ પુરૂ કરવામાં ગુલાબનો હાથ હતો. ધીમે ધીમે, તેણીએ, દરેક ઉંચ ભાનની "પ્રેરણા, યાને ઉત્સાહ" વધારવામાં આત્માનીજ મોજ દીઠી. ઘરમા જ્યારે આવો કારોભાર ચાલતો હતો, ત્યારે આજે કૌટકરાય સાથે નિત્યાનંદને પાછા જોઇશું. પોતાના પ્રપંચથી શિખવેલા શિષ્યને, અચ્છી રીતે વ્હેવારમાં મસ્ત થયેલો જોઇ કૌટકરાવ, કાંઇ ન સમજાય એવી મોજ લેતો હતો.

"કેમ પ્રિય નિત્યાનંદ ? તમારો આનંદ તો હવે બરોબર સાચોજ નિવડયો ?" કૌટકરાય બોલ્યો.

"હા, એમ છે તો ખરૂ–મ્હારી છાતી ધાડી કરનાર તુંજ મ્હારો ગુરૂ !" નિત્યાનંદ બોલ્યો

"અરે ગુરૂ શેના ! કદાપિ ગુરૂ પણ હોવાનો દાવો સિધ્ધ થાય, પણ પાડો ભણાવનાર કરતા, ભણનાર તે ઉપાડી લઇ રસ્તે પડે, એમાં ચપળતા કહેવાય કેમ ખરૂ કે ?" કૌટકરાયે સમજાવ્યું.

"એમ પણ ખરૂ ! પણ આવા કામ બજાવતા, જો કે બહારથી તો ઠીક લાગે છે, પણ છાતીમાં લોહી પળક પળક સુકાતું હોય, તેમ આંકરાઓ આવે છે" નિત્યાનંદ ચિંતા કરતો બોલ્યો

"એ સઘળું મટિ જશે, પણ હવે મ્હારૂં કેમ ?" કૌટક બોલ્યો

"ત્હારૂં વળી શું બાકી છે ?" નિત્યાનંદે પુંછ્યું.

"તમો શેઠીઆઓ, બસ ગરીબની વાતજ યાદ રાખવાના અખાડા કરતા શિખ્યાં છો" કૌટક બોલ્યો

"તું વળી કે દીનો ગરીબ ! અને ત્હારૂં તે શું કરતા હું ભુલ્યો. જરા ખુલાશો કર !" નિત્યાનંદે પુંછ્યું.

"ત્હારી ગુલાબનું શું થયું ?" કૌટક બોલ્યો.

"તને તો એકજ વાતનું હડખું લાગ્યું છે. શું ગામમા એકલી ગુલાબજ છે ? તેમા તે એવો કેવો ગોળ ભર્યો છે ? વળી સાથે લાગી, મ્હારી ભુંડી સાથે તે તો ચોગાનીજ પોતાને સમજવા લાગી છે." નિત્યાનંદ સમજાવ્યું

"તમારા જેવા રીધીથી, એવી ચોગીનીને સમજાવી ન શકાય ?" કૌટક બોલ્યો.

"તેમ બને તેમ નથી" નિત્યાનંદે કહ્યું.

"કાં ?" કૌટકે પુછ્યું.

"કારણ કે, ડાકણ, સાથે છરી રાખીને ફરેછે, તેથી મ્હને ત્હારે માટે બીક થાય છે એથી કામ ઘણું બિકટ છે, મ્હારૂં કહ્યું માને તો એ વાત માંડી મેલ, અને કોઇ બીજી માટે વેશવાળ શોધ !" નિત્યાનંદે ખુલાસો કર્યો.

"તેની કાંઇ મ્હને બીક નથી. મેં જેમ તમને મદદ કરી, તેમ, તમને થોડીક ચતરાઇ કરવી પડશે" કૌટક બોલ્યો

"હા, જો, એવું કાંઇ સહેલુ કામ હશે, અને કોઇ ન જાણે, એવુ હોય, તો હું જરૂરજ મદદ કરીશ" નિત્યાનંદે કહ્યું.

"તે, વખતે હુ જણાવીશ" કૌટકરાવ બોલતો હતો, તેટલા તેની નઝર આંગણામાં પડી, કોઇ દોડતું આવતું જણાયું.

"શેઠ નિત્યાનંદ ક્યાં છે ?" કોઇ માણસે બહારથી પુછ્યું.

"કેમ અલ્યા ! કોણ છે ? શી ઉતાવળ છે" નિત્યાનંદે, બારી આગળ આવતાં પુછ્યું.

"શેઠજી, તુલશીબાની હાલત બિગડી છે. તમને જરૂર બોલાવવા મ્હને ક્યાં ઉતાવળે દોડાવ્યો છે" તે બોલ્યો.

આ સાંભળી, બન્ને ઉઠ્યા, અને ભારે ઝડપથી ગાડી દોડાવતાં ગયા. તુલશી તાસવીશ કરતી હતી. ત્યાં બધી દોડધામ ચાલતી હતી. નિત્યાનંદ પલંગ આગળ ગયો, તુલશી બેભાન હતી. થોડો વાર ત્યાં ઉભો રહી બહાર આવી સઘળાથી પરપુંછ કરવા મંડયો, પણ ચંપાની સાક્ષીથી મુંગો રહ્યો.

"ના, શેઠજી, રૂપ સુંદરીબા તો, પોતાના કામે બહારજ હતાં, તેણી સાથે, તુલશીબા જરાએ મલ્યા ન હોતાં" ચંપાએ સઘળાં વચ્ચે ખુલાશો કરયો.

" ઠીક હશે, પણ તુલશી માટે શું ધારે છે? ડૉક્ટર પાછા ક્યારે આવશે? તેમને શા માટે, આખો વખત રોકવામાં ન આવ્યા?" નિત્યાનંદે સવાલો કર્યા.

" તમારી રજા વિના શી રીતે રખાય! તમો કહો તો પાછા બોલાવવા મોકલીશ " ચંપાએ જવાબ દીધો.

" હા, જલદી કર! " નિત્યાનંદે તાકીદે હુકમ કર્યો.

ડૉક્ટર આવ્યો અને, બિછાણા આગળ ગયો, તાસવીશ તો ચાલતી હતી પણ વારંવાર બેભાન થવાથી જરા શાન્ત દેખાતું હતું.

ડૉક્ટર, માવજતમાં પુરો હતો, અને ઘણીજ સંભાળથી કામ લેતો હતો.

" ડૉક્ટર સાહેબ, તમને માંદગી માટે કેમ લાગે છે?" ચિંતાતુર હાલમા નિંત્યાનંદે પુછયું.

" કશુ કહેવાય નહી. મામલો ગંભીર છે. સાંજથી રૂપસુંદરી બા પણ બહુ જતન કરતા હતાં, અને તે વખતે એમને જે મદદ કરી તે ન મલતે, તો પ્રાણ અત્યારનો ગયો હોત?" ડૉક્ટરે સમજાવ્યું.

રૂપસુંદરીની તારીફ સાંભળતાં મોહ કમલાવી, નિત્યાનંદ ત્યાંથી બાજુ થયો. બિમારી વધતી ગઇ, મોડી રાત થઇ, તુલશી જાગૃત હાલતમા આવી, અને ઘણીજ ગભરાવવા, તથા ન સમાઇ શકે, એવી તાસવીસની તાણમાં જકડાઇ. સેવટ ચાર વાગ્યા, પણ હાલત સુધરી નહી. સનેપાટના ચિન્હ લાગ્યાં, અને ડોળા ફેરવવા લાગી. કષ્ટ બહુજ વધી, પછી થોડી પળ શાન્ત પડી, અને શ્વાસ લેતી ધીમે અવાજે બોલી. આંખો તો બંધજ રહી હતી " ડા...ક...ટર સાહેબ, જ...રા રૂપસું...દરી બાને બોલાવજો "...એટલું બોલી નિશોશ પડી.

" રૂપસુંદરી બા તમારી પડોશમાં તમારી જોડેજ બેઠાં છે. કાંઇ કહો છો ?" ડોકટરે પુંછયું, પણ જવાબ ન મળ્યો ત્યારે રૂપસુંદરી બાને આગ્રહ કરયો, " તમે પુછો ?"

" ડોકટર સાહેબ, એમ પુંછવા કરવાથી હાલત વધારે ચિંતાતુર તો ન બને ?" નિત્યાનંદે વચ્ચે સવાલ કર્યો.

" તેવું કશું નથી. સામું તેમ ન કરવાથી તાસવીશ વધવાનો ભય થઇ જાય. રૂપસુંદરી બા, તમે એમનેબોલાવજો !" ડોકટરે કહયું.

" તુલશી બહેન ! કાંઇ કહો છો ?" રૂપસુંદરીએ મયાવંત સ્વભાવે પુંછયું

" હા...મ્હને તમારો...હા...થ, આપો ! " તે મલતાં, પોતાના નબળા પડેલા બન્ને હાથના પોહાચાંમા પકડયો અને, પોતાની આંખોપર મેલી ચુંબન કર્યું, અને ધીમે નરમ સ્વાસે બોલી " મ્હને માં...ફ, કરશો ?"

" તમને મ્હારા પ્રાણ જેવાંજ ચાહું છું, તુલશી બહેન ?" એમ બોલતા રૂપસુંદરીની આંખ્યો ભિંજાઇ

" મેં તમને ઘણું દુખ કર્યું. હું તેનું ફળ જોઇ વલી છું. મ્હને શું થાય......છે ઓ...ઓ... પ્રભુ... બસ કર, હવે...ક્ષમાં ! મ્હારી તમારી પાસે...છેલી વિ...નંતી છે, તે સંભારશો ?" તેણી બોલી

" બોલો તુલશી બહેન ! તમારી શી ઇચ્છા છે ? તમે ધીરાં પરો, પ્રભુ તમને ઉગારશે ! " રૂપસુંદરીએ, તેણીનું કપાળ પસવારતાં કહયું

" પ્રભુ હવે થોડીજ વારમાં, પોતાના ઘરના દરવાજા...... ઉંઘા...ડશે... હું, થોડીજ...પળો, જીવીશ, પણ" તેણી

થાકીને, ઘણો વાર થોભી, પછી બોલી " પ...ણુ, મ્હારા, બાળકનો, પ્રા.. ણ જો સલામત, રહે...તો, તેને સં...ભારજો! તેના તમ માતા થજો! ઓ...ઓ..." એમ ચીસ પાડી મુર્છામાં આવી પડી. થોડીક વારમા, બાળકનો જન્મ થયો અને જન્મ થવા સાથે, તુલશીનું ત્રણ દિવશનું આ ભુવનનું તોફાણ પણ પુરૂ થયું, યાને તેનો પ્રાણ ગયો............

હયાં પ્રિય વાંચનાર, આપણે ગભરાયલી છાતીનો સ્વાસ લેવા, હવે બાજુમાં થોભીશું–બાળક જીવ્યું છે, માતા મુઇ છે...જેની ખબર બચ્ચાંને કયાંથી હોય, કોણ આપે ? છે કોઇ ચતુરાઓ, કે આ વાત સમજાવે! બાળકે શો અપરાધ કર્યો, કે માતાનું શીર છત્ર, આવતાને વાર ખોહી બેશે ? એ તો કાળનીજ કળા, તેમાં આપણે શું સમજીશું ?...

**મોહ–મદના ભાવ ગણી—ઉરમાં ઉછળ્યો હોંશ**
**આખરમાં પટકાઇને—થઇ રહયો અફસોસ**
**પરનું તો ન ભાન રહયું—કર્યો હુંનો આસ**
**હતુ તેતો ત્યાંજ રહયું—દેહથી છુટયો સ્વાસ!**

---



## નવિન રચના.

પ્રિય વાંચક, જ્યારે આપણે છેલ્લા મલ્યા હતાં, ત્યારે, મરણની નોંધ કરી હતી. પછી અમે ગામ ગયેલાં હતા, અને, કળાવંત નગરી માટે કશું જાણ્યું ન હતું, પણ જ્યારે આસરે

પંદર માસમાં પાછા ફર્યા છીયે, ત્યારે ત્યાં નવિન રચના હળમળી રહી હતી. તુલશીનો દિકરો તુલશીદાસથી ઓલખાતો હતો. તેનું વર્ષ ઘણી ધામધુમ સાથે, પળાયું અને વળી તેને માટે નવિન માતા પણ વર્ષને દિવસેજ લાવવામાં આવી હતી. ચોંકે છે શા માટે ! એ તો દુન્યામાં ચાલશેજ ! હા, નવિન માતા લાવવામાં આવી હતી, તે આપણે કયાં ખબર ન હતી ? જો ખબર ન હોય તો કહી દેઉછુ, કે, તે ચંપાબા હતી—આજે વીર વિશ્રાંતમાં, તે લાડકબા થયેલી લાડલી હતી, અને તુલશીદાસ ઉપર જે હેતની રેલ વરસાવવામાં આવતી હતી, તેમની વેઠ રૂપસુંદરી હાથ હતી. બાળકની જતન, ઘણાજ વ્હાલ સાથે લેતી હતી, અને જરાપણ વેગળો મેલતી ન હતી. તુલશીનો દિકરો, એટલે ચંપાથી, જોવાય તેમ ન હતું. અને ચંપા, તેને પોતાની નઝદીક જોવા પણ માંગતી ન હતી કારણકે, તેણના આવનાર બચ્ચાંના માર્ગમા, તે આડો પડયો હતો, અને તેને આડો કરવામાં, તુલશીનું તોફાણ કયાં તેણીને, હજી સુધી હૈડામાં આડું ન આવતું હતું ? રૂપસુંદરી બધું જાણતી, પણ પોતાના ઉધારતાં આત્મિક બળથી, હવે પ્રપંચીઓની કળ જાણતી હતી, પણ કળને તોડવા, એવી ધારણથી દાવ રમતી કે, કોઇનું હૈડું ન દુખાય. સાંજ સમયે એકવાર કેટલાંક ભારે વ્હાલથી ચંપા, તુલશીદાસને, ભારે ઠેઠેરામાં સાથે તેડી ગઇ. નદી કિનારે ફરતી હતી, અને બીજા છોકરાઓની સાથે રમવા દેતી હતી. એવામાં, એક જાડો પાડો, દોડયો આવતો હતો, પોતે ગાડીમાં બેઠી હતી, અને, તે નજદીક આવ્યો કે, તેને એવો ભડકાવી મેલ્યો, કે, નાના બાળકના અંગ ઉપરજ દોડનો કર્યો. બચ્ચું

ગભરાતમા પડતા, કિનારે હોવાથી નદીમાં પડયું, ચંપા તો ખુશી થવા લાગી, પણ અમસતી ઢોંગ કરતી બુમો પાડવા માંડી, પણ પોતે ગાડી આગળથી જરાપણ ખસી નહી. એવામાં, શામળો દોડનો આવ્યો, નદીમાં પડયો, અને ઝટ તરી જઇ, બચ્ચાને ઉપાડયું, બહાર આવ્યો, અને ગભરાયલા બચ્ચાને, પ્રભાપતિ, જે ત્યાં હતી, તેના હાથમાં આપી દીધું. પ્રભાપતિએ તરતજ જતન કરી, તેને ઠીક કર્યો, જ્યાં ચંપા, ચપલાઈ કરતી આવી અને બોલી "તમારો ભારે ઉપકાર થયો

"શેનો ઉપકાર, બાઇ!" શામલાએ પુંછયું

"મ્હારી શોખના બચ્ચાને ઉગાર્યું" તેણી બોલી

"તમારી બેપરવાઇથી એમ થયું છે. હું સામેથી ઉભો બધું જોતો હતો. સંભારજો! એ બચ્ચાંને જરાપણ કાંઇ થશે, તો, અમારી દૃષ્ટિ, તમારા કાળા કરતુક પરજ રહેશે" શામલાએ ઠઠરાવી

"તમારી ભુલ છે. બચ્ચાં કોણે ન ગમતાં હોય?" તેણી બોલી

"સાવકી માતાની શેખી શામળા આગળ કદી ચાલશેજ નહી. તે તમારી ચાપલુશી, તમારી પાસે રહેવા દયો! નહી તો સરકારમા જાહેર કરવામાં આવશે. ઘરમાં કરો છો, તેવું જાહેરમાં ન ચાલે!" પ્રભાપતિએ સખત ભાવે કહયું.

"તમારે ગમે તે ધારી લ્યો, એ આ હું તો ચાલી" એમ બોલી બચ્ચાંને કેડે મારતી ગાડીમાં ચલાવી ગઇ.

"ભાઇ શામલા, આ વાત માટે હું ઘેર જઇ મ્હારા સત્યાની સલાહ લઇ એક ચિઠ્ઠી હું નિત્યાનંદ ઉપર લખીશ. નિત્યાનંદ સમાજનો શેઠયો થયો, તેથી અમે કાંઇ અકળાશું

નહી. અને વળી, જે જે બનાવો બનતા જાય છે, તેમા એની એટલી બધી ભુલો થઈ છે, કે બોલતા શરમ લાગે છે. બિચારી રૂપસુંદરીના તો હાલજ કરવા માંડયા છે" પ્રભાપતિ શામળા સાથે ચાલતી ચાલતી બોલી.

"પ્રભાપતિ બહેન, તમોએ જે ખબર મેલવી છે, તેમા નિત્યાનંદનો, નાપસંદ કરવા જોગ હાથ છે ખરો, પણ રૂપસુંદરી માટે આપ બેફીકર રહેશો," શામળાએ સમજાવ્યું.

"બાઇ શામળા! તમો ત્યારે કાંઇ વધારે જણુતા હશો" પ્રભા પતિ બોલી

"હું ધારૂ છુ, ત્યાં સુધી રૂપસુંદરી બાઇ માટેજ ઘણું સારૂ થવા જેવું છે. તેણી જે કામ કરે છે, તે મ્હારી જાણમાં આવ્યા વિના રહેતા નથી, અને મ્હારી ખાત્રી છે, કે કોઇના પણ શિખવ્યા વિના, એ નિત્યાનંદ, એ બાઇથીજ કાંઇ શિખશે તોએ પણ, તમો, આ બચ્ચાની બનેલી વાતની મજબુત ધમકી આપતી ચિઠ્ઠી લખશો, તોએ ઠીક છે, કેમજે તેની પણ નઝર ઉંઘડશે કે નવિન શેઠાણી બાઇ, કેવી રીતે પતિ પાછળ ભકિત કરે છે" શામળાએ કહયું.

"પણ એવા બેઢંગા પતિને ધ્યાન હોયજ કયાંથી, કે ભકિતની શકિત મેળવે! તે તો પોતેજ અજાયબ ચાતુર્ય ધરાવતો ચતરાવત થઇ ગયેલો છે" પ્રભાપતિએ જવાબ દીધો.

"તોએ, કાંઇ પણ થશે, માટે લખશો તો ઠીક" શામળાએ સુચવ્યું.

"ઠીક. તમારી સલાહ ઠીક છે-હવે હું જઇશ" પ્રભાપતિ બોલી.

"તમને ઘર સુધી પોહોચાડીશ" શામળાએ કહયું.

"ના ભાઇ, તમારૂ નામજ મ્હારી મદદ છે. તમને રંભા પાસે ઉતાવળે જવાની જરૂર છે. કેમ બાપુ કેમ છે ?" પ્રભાપતિએ પુછ્યું.

"જરા તેની તબીયત નરમ છે, પણ તમે જે દવા મોકલાવી, ત્યાર પછી, નરમ છતાં પણ સુધારો છે. પ્રભુ તમને ઘણું જીવાડો !" શામળો. બોલ્યો.

"ખરેજ, શામળાજીના શીરછત્ર હેઠળ !" પ્રભાપતિએ હસતાં જવાબ દીધો.

"જેવી તમારી ઇચ્છા ! પધારજો પ્રભાપતિ બહેન ! આવજો" એમ બોલી શામળો ત્યાંજ થોભ્યો, અને અંધારૂં થવા આવ્યું હતું, છતા એક મોટા ઝાડના થડ પાછળ ઉભો રહયો અને વમાસતો હતો, ' એ આ સામેથી કોણ આવતા જણાય છે ? એક તો પેલો કોટકરાવ, અને બીજો તો, ઓહો, નિત્યાનંદજી ! આ બન્ને અત્યારે હયાં શા માટે આવતા જણાય છે ? ઠીક હું ઝાડ પર ચઢીશ, અને જોઇશ કે શુ કરે છે ?" એમ બોલી ધીમેથી, તે ઝાડ પર ચઢયો. દૈવજોગ, તેઓ તેજ ઝાડ નિચે થોભ્યા, અને પછી નિત્યાનંદનો ઘણોજ ધીમે સાદ આવ્યો "આપણા કામનો બંદોબસ્ત કરવા, આ કરતા બીજી નવત્રરી જગ્યા એકે નથી."

એમ છે ખરૂ !" કોટકે જવાબ દીધો.

"હવે મને ત્હારી યુકિત કેહ, અને જેમ બને તેમ એવી સરળ કરજે, કે મ્હારો હાથ જરાપણ વચ્ચે ન જણાય; કારણ મ્હને સમાજમાં મોભો રાખવાનું છે, અને બીજું, એ કે, તું કાઇ અગવડમાં આવે, તો બચાવનાર પણ હુંજ છુ" નિત્યાનંદ બોલ્યો.

"તમારી સલાહ યોગ્ય છે, હવે જરા કાન નજદીક કરજો !" કોટકે કહયું.

હવે હ્યાં કોણ છે? બોલ જલદી!" નિત્યાનંદે તેને બોલવા તાકીદ કરી.

આ બન્ને જન, થોડીક પળો વાતમાં ગુંટાયા, અને એકલાંજ છે, એમ ધારી ધીમે, મોટે, બોલતા હતા, જે માહેનો ઘણો ભાગ, શામળાજીને કાને પડયો. આપણે પોતે ઘણા દૂર એટલે ધીમી વાત કયાંથી સાંભળીશું, આપણને કાંઇ કનવાર નથી. આપણા શામળાજીએ, તો ઠીકજ સાંભળી હશે? અને શામળાજીજ આપણને, તે જરૂર સંભળાવશે!

"કોટક, ત્હારૂ ભેજું, ખરેજ રાજ્યનો કારોબાર ચલાવવા જેવું પ્રભુએ ઘડયું છે, ત્હારી કળા સારી છે, અને ચોકઠું ઠીક બનાવ્યું છે. ત્હારી કળા અને કુનેહ માટે જ્યારે વિચાર કરૂછું ત્યારે, રાજા ગોપીચંદનો પ્રપંચી પ્રધાન મને યાદ આવે છે તુંએ જેમ ફરમાવ્યું તેમ કરીશ. ચાલ હવે વેહલો ચાલી જા! તું, આ બાજુથી જા! અને હું હવે, આમથી જઇશ." એમ કહી નિત્યાનંદ ચાલતો થયો.

તેઓના ગયા પછી ઘણે વારે શામળો, સાવચેતિ રાખી નિચે ઉતર્યો. અને બોલ્યો "વાહ સમાજના શેઠજી! તમારી ચાલ ખરેજ સમાજને સુધારી સ્વર્ગમાં મોકલે તો નવાઇજ કહેવાય! ઠીક છે, તમારૂં કીધેલું તમેજ ભોગવશો. હજી પણ તમને કાંઇ દયા આવે તો સારૂં! પ્રભુ તમને કેમ ઉગારશે?" એમ બોલી તે ચાલતો થયો.

ઘરે જઇ ચંપાએ સઘળો ભવાડો રૂપસુંદરી પર ઉતાર્યો, "એ રૂપસુંદરી, આ દિકરાને કેવી તાલીમ આપી છે?" ચંપા ધમકી આપી બોલી.

" કાં શું છે, એટલા બચ્ચાંએ શું વાંક કર્યો ?" તેણીએ પુંછ્યું.

" તો, પાંખડી રાખવા બદલે, હાથમાંથી છુટો પડી ચાલી જવાની ટેવ કોણ શિખવે વળી તું એજ. મ્હારી પાંખડી છોડી ક્યાં રમવા દોડયો, અને નદીમાં પડયો ! લે એના લુંગડા બદલાવ, અને સારી ટેવ બતલાવતાં શીખવ ! ત્હારા કાંટામાં આવે છે, તેમ તું ચાલે છે, તેવી ટેવ અત્યારથી આ બચ્ચાંને ન શિખવવી, સમજી !" ચંપાએ ધમકીથી કહયું.

" વારૂ ચંપાબાઇ, તમે કહેશો એમ કરીશુ " એમ કહેતી બચ્ચાંને ચડપ દઇ, લઇને, કપડા બદલાવવા દોડી, ગુલાબની મદદથી, તેને ઝટ બીજા કપડાં બદલાવ્યા, અને તેની સારી બરદાસ કરી પાળણે પોઢાવ્યો.

આવી રીતે, રોજ અને રોજ નવા નવા બાહાનાથી રૂપસુંદરીને વિંધાવવામાં આવતી, પણ વિંધાવવાને બદલે રૂપસુંદરી ગુણભાવમાં વધતી ચાલી.—

જ્યાં હૈડામા શિતળ છાયાં છવાઇ રહી છે, જ્યાં પ્રભુના રાગ રમી રહેલાં છે, જ્યા વિશ્વના વાજના વિણા વાગ્યા જાયે છે, ત્યાં શાન્ત ગતિનુ મનુષ્ય, કોઇના કઠોરપણાનો કોષ રાખતું નથી. રૂપસુંદરી પોતાની ગતિ ઉપર આધાર રાખી, ક્રોધ, અને કપટને જરાપણ ગણકાર કરતી ન હોતી, તે એટલી હદ સુધી કે, પોતે તેમ ખાસ કરે છે, એમ પણ મનાતુ ન હતુ, એવી તે શાન્ત સીમા ઉપર, ગુરૂજી ગુણીરાજના શિક્ષણથી આવી ગઇ હતી.






કળાવંતમાં હમણા સુધી કાંઈ નવું બન્યું ન હતું, પણ આજે "વીર વિશ્રાંત" માં કોઇ માણસ દોડયું આવ્યું છે, તે રૂપસુંદરીબાઇને એક ચિઠ્ઠી આપી ઉતાવળે દોડી ગયું, એવું કહીને, કે, "તેને બીજી બાજુએ ઉતાવળે જવું છે." રૂપસુંદરીના નામની ચીઠી હતી, તે ઉખેડી વાંચી.

"બ્હેન રૂપસુંદરી.

આ ચિઠ્ઠી મ્હારા હાથે લખાઇ નથી, તેથી કાંઇ મનમાં લાવતી ના ! મ્હારા હાથને કાંઈ દરદ થયું છે. માટે લખાઈ શકાતું નથી પણ, તું આજે બપોરના મ્હારે ઘેર જરૂરજ આવજે-ઘણી અગત્યની વાત છે. તે વાતમા, ત્હારા અતિ વ્હાલા પ્રાણનાથ નિત્યાનંદનો સંબંધ છે અને તેટલાં માટે તું ન આવે, તો, તેમને ખોટું થશે, તથા તમને આજે મેં હયાં બોલાવ્યાંછે, એ કોઈને પણ કહેતી ના ! જરૂર આવજે !

તહારી સદાની ભલું ચાહનાર
**સહી પ્રભાવતિ સત્યાનંદ**
ની રા-રા-વાંચજે."

ચિઠ્ઠી વાંચી વિચારમાં પડી. "મ્હારા પ્રાણનાથ ! તેમને માટે શું હશે ! રખે તેમના જીવને કાંઇ વેદના આવી હો ! ઓ પિતા પ્રભૂ, મ્હારા નાથને સંભારજો ! એના વગર મ્હારૂં જીવતર શું ? મ્હારો સિંગાર શો ? મ્હારી ગતિ શી ?

એ, પ્રભૂ, મ્હારા પ્રાણ આપી એમને ઉગારજો! હજી તો ત્રણ ચાર કલાકે ક'ઢવા છે, તેટલા, મ્હારા જીવને તેમને માટે કેટલી ચિ'તા થશે, અરે હુ' તેમને વ્હેલી કામ લાગત!" એમ બોલી મન, ન માન્યુ, મનાવવા લાગી.

શેવટે, વખત પ્રમાણે રૂપસુ'દરી બહાર પડી. તેણી જેવી ચીરવિશ્રાંતથી ગાડીમાં ગઈ, કે, કોઇ બીજુ' માણસ થોડીક વારે, ત્યાં આવી ચઢયુ' અને બોલવા લાગ્યુ' "ગુલાબ બહેન ઘરમાં છે ?" ગુલાબ, પોતેજ ત્યાં પાસે હતી તેણીએ જવાબ દીધો "હા બાઇ, કોણ છો! હુ જ ગુલાબ! મ્હને કાઇ કહેવુ' છે."

"હા બાઇજી. તમારી શેઠાણી રૂપસુ'દરી બાને અકસ્માત થયો છે તે કોઇ બાઇનાં ઘરમાં પડયાં છે, તમને તેડી લાવવા મ્હને તાકીદ કરી છે, આપ વહેલાં આવશો. ગાડી પણ સાથે બહાર આણી છે" તે બોલ્યો.

"ઠીક હુ' હમણાજ આવુ'છુ," એમ બોલી અ'દર ગઇ, તરતજ પાછી આવી, તે માણસ સાથે, ગાડીમાં બેશી ગઇ. ગાડી બહુજ જોરથી હ'કારવામાં આવતી, અને ઘણો વખત સુધી દોડતી રહી, આખર કોઇ ગરીબ ઘર આગળ, ગાડી થોભી.

"બાઇ, આ ઘર કોનુ' છે ?" ગુલાબે પુ'છયુ'

"એ ઘર, ભીખી ભુ'ડી નામની બાઇનુ' છે, હયાંજ ગાડિને, પડવાથી, ઉચકી લઇ જવામાં આવ્યા" તે બોલ્યો—"આવી નવતરી જગ્યા પર બાઇ શા માટે આવ્યા હતા ?" એવા મનમાં વિચાર લાવતી, ગુલાબ ઉતરી, પેલા માણસ સાથે અ'દર દાખલ થઇ. ઘર, અ'દરથી મોટુ' હતુ', અને તદનજ પડતા જેવા ખાલી જેવું હતું. લગાર ગભરાઇ, ગુલાબે પુ'છયુ'

"બાઇ, હયાં તો કોઇ નથી ?" તેટલાં અંદરથી બે ત્રણ ઉંચા મરદો, કાળા પોશાક, તથા આંખો પર જાલી સાથે, નિકળી આવ્યા, અને બોલ્યા "અમે તો છૈયે ના !"

"ઓ દગો ! હું ફસાઈ !" તેણી બોલી

"બીક નહી રાખશો ! અમે કસાઇ નથી" પેલાઓએ કહ્યું

"તમો કોણ છો. અને શા માટે હયાં મ્હને લાવ્યાછો ?" ગુલાબે પુંછ્યું

"હમે કોણ છેયે, તે માટે તમોને ચિંતા ન રાખવી, પણ અમે કહીયે, તે, પ્રમાણે ચાલશો તો ઠીક, ના તો ઘસડવા પડશે" પેલાઓ બોલ્યાં

કશો ઉપાય ન હતો, એટલે ગુલાબ પ્રભુ પર ભરૂંસો રાખી મુંગી મુંગી ચાલી. અને અંતે તેણીને એક ઘણાજ દુરના ઓરડામાં પુરવામાં આવી

"બેશો હયાં, હવે થોડા વારમાં ગોરજી આવશે" પેલાઓ બોલ્યાં.

"ગોરજી શા માટે ?" ગુલાબે ગભરાઇ પુંછ્યું

"કોણ જાણે, કદાપિ તમારા લગનને માટે હોય ! થોભશો તો સઘળું જણાશે" તેઓ બોલ્યા—એમ કહી તેઓ ઓરડાને બાહેરથી બંધ કરીને ચાલી ગયા. ઘણે વખતે, તેંજ ઓરડામા, બીજો આકાર આવ્યો, જેના હાથમા હથિયાર દેખાયું.

"ઉઠો ગુલાબ બાઇ ! આ પોષાક લીયો, અને પાસે નાની ઓરડી છે, ત્યા જઇ જેમ બને તેમ જલદી બદલી, તમારો પોષાક અમને આપી દયો. વિલંબ લગાડશો નહી, હુજત કરશો નહી" એવી રીતે આ મરદ બોલ્યો, કે ગુલાબના

હાઝાંઝ ગગડી ગયાં. મુંગી મુંગી અંદર ગઇ, અને, પોષાક બદલ્યા, બીજો નવો સિંગાર સજ્યો. પોતાના કપડા આપતા પુંછ્યું બાઇ જરા રહેમ કરી કહેશો કે, આ બધું શા માટે થાયછે"

"ચુપ નાદાન છોકરી! તુંને સવાલ કરવાના નથી! મુંગી રહે!" પેલાના અવાજથી ગુલાબ ગગડી ગઈ, અને એકલી બેઠી મુંજવણમાં પડી.

બીજા ઓરડાઓમાં ભારે ગડબડ ચાલતી હતી, અને, કેવા પ્રકારની હતી તે કાંઇ માલમ પડતુ નહી.

સાંજ થવા આવી, અને એજ સ્થાને કોટકરાવ, પોતાના એક સાથી સાથે આવી ચઢયો. તેને બારણામાં કાળા પોષાકવાળો મલ્યો, તેને કોટકરાવે પુંછ્યું " કેમ કહાનજી, ગૌજી તૈયાર છે?"

"હાજી" કાનજી નામથી બોલાવેલા કાળા પોષાકવાળાએ જવાબ દીધો

"ગુલાબ આવી લાગી?" કોટકે પુંછ્યું

"જી હા" પેલાએ જવાબ દીધો

"કાંઇ ખેંચતાણ કરી હતી!" કોટકે પુંછ્યું

"અરે એવી બાજી કરી દીધી હતી, કે હયાં આવ્યા પછી તેણી ઘણી છેડાઇ, પણ અમને તેની પરવા શી! શેઠજી અમારૂં દામ લાવ્યાછો કે?" પેલાએ પુંછ્યું

"અરે ત્હારૂં દામ કયાં જાયેછે અલ્યા?" કોટક ઉડાવવા લાગ્યો

"ના, શેઠજી, પહેલું દામ પછી તમારૂં કામ, હા!" પેલો લગાર, ક્રોધથી બોલ્યો.

"લે ભાઇ લે! નારાજ ના થા! આ ત્હારા બક્ષીસના પણ સાથે" કોટકે કોઠલી આપી તેને રાજી કર્યો.

"બહુજ મહેરબાની! એમજ ગરીબોની પરવરશી કરતા રહો!" તેને જવાબ દીધો.

"પણ ગુલાબના નામનું કેમ? તેણીએ સહી કરીછે કે?" કોટકે પુંછયું

"હાલમાં, તમારી સાથના લગનમાં જેમ તેમ ચલાવીશું, જ્યારે તેણી નામ માટે નામકકર જાય, ત્યારે આપણી પાસે શાક્ષીઓ કયાં કમતિ છે, કે, તે શાખ તેણીની છે, એમ પુરવાર ન થાય!" તે બોલ્યો

"મેં, તો શાખ કરીછે, ફકત તમે બધી ચોકસાઇ કરજો, મને, તે કાંઇ જોવાની જરૂર નથી" કોટકરાવે, લગન માટેનો કરાર ખરડો જોવા જરાપણ દરકાર કરી નહી ત્યાંથી તેને, બીજા ઓરડામાં લઈ જવામાં આવ્યો, જ્યાં લગનને લગતી સઘળી ક્રિયાની સામગ્રી થઇ રહી હતી. તેને એક કોરે બેસાડવામાં આવ્યો, ગોરજી પણ આવ્યો, અને માથાંપર અચ્છી રીતે શાલ બાંધી, મોટો ટીલો કર્યો હતો અને ભણતરના અવાજો, બહુજ મન ભાવતાં કાઢતો હતો. વરરાજા કોટકરાવ પાટલે બેઠા હતા, તેમની સાથવાલો, જેને કોટકરાવના લગનના શાક્ષીની સહી કરી હતી, તે પડોશમાંજ હતો. થોડીક વારે, કન્યાને ભારે કિમતના પોષાકમાં લાવવામાં આવી, પણ તેણી સહેલાઇથી આવી નહતી. બેચતાણ બહુજ પડી, વળી થોડીક સમજાવવામાં આવી, થોડીક ધમકી કરવામાં આવી, એકાદ વખત ઝડકાડી લેવામાં પણ પેલા કાળા પોષાકવાલા આકારે કુંશળતા વાપડી હતી. જેમ તેમ કરી પાતલે બેસાડી. અહીથી દીવા તાણુતી હતી, પણ ગોરજીના સપાડા એવા હતા કે તેણીના હચકાં ખાઈ રડવાની કોઇને

ચિંતા થઈ નહી. અંતે સઘળું ઠીક થયું અને વર વહુ એકઠા થયા, અને લગનના પાકા ગાંઠે જોડાયા. ગોરજી ચાલી ગયા, અને કાળા કફનવાલાઓ, વર વહુને પોતાનો નવો રંગ એકમેકથી જોવા છુટા પાડી ગયાં.

"હવે ગુલાબ, મ્હારી સાથે ના રૂસાવ !" કૌટક તેને પટાવવા લાગ્યો.

"ના ! ના ! તુંએ મ્હારી સાથ દગો કર્યો, એમ ના ચાલે !" કન્યા બોલી.

"હવે જે થયું તે થયું ! તું અને હું લગનથી એકઠાં થયા, હવે ત્હારૂ ચાલશે નહી" કૌટક લગાર ધમકી કરવા મંડયો.

"ના, કેમ નહી ચાલે ?" તેણી બોલી.

"હવે છોડ ત્હારો ઘુંમતો ! આ શેલો હવે ઉગાડ" એમ બોલી તેણીનો ઢાંકેલો છેડો કાઢી નાખ્યો.

"કોણ જીવી ?" કૌતકે પુછયું.

"હા ! હું જીવી !" જીવીએ જવાબ દીધો.

"ઓ દગો !" કૌટક બોલ્યો.

"ના, તું મ્હારો સાચ્ચો સગો !" જીવીએ કહયું.

"અરે ભુંડી, તું શું એમ સમજે છે કે તું ફાવી !" કૌટકે સવાલ કરયો.

"ખરેજ" જીવી બોલી.

"ખાંડ ખાય છે ખાંડ ! કૌટક કાંઇ કાચ્ચો નથી" કૌટકે ટકોર કરી.

"ભલે પાકો, તેની મ્હને શી ચિંતા ? મ્હારો ધણી તો ખરો" તેણી બોલી.

"તો, ગમેર, આ કાંઇ લગ્ન નથી." તેને કહયું.

" કાં ?" જીવીએ પુંછ્યું.

" તે ગોરજી ક્યાં સાચાં છે ?" કૌટકે કહ્યું.

" ત્યારે ?" તેણી બોલી.

" ધાંડી રે ધાડી! સઘળા બનાવતી છે." કૌટકે હસીને કહ્યું.

" અને ગુલ્લામ હોત તો ?" તેણીએ પુછ્યું.

" સાચાજ રહેતે." તે બોલ્યો.

" હાય ત્યારે હું ફસી ?" જીવી અફસોસમાં પડી.

" ફસી નહી, ત્હારી મેં કરી છે હસી" કૌટકે મઝાકમાં કહ્યું.

"ના, ના, જીવીબાઈ જીત્યા છે" પેલો કાળો આકાર બોલ્યો.

" કેમ જીત્યા ?" કૌટકે પુંછ્યું.

" આ લગનના પત્રકથી" પેલો આકાર બોલ્યો.

" તેમાં ગોરજીની સહી કયાં છે ? એ તો કોઇ બહુરૂપી માણસ છે" કૌટકે ખુલાસો કર્યો.

" ના, ના, શેઠજી જરા બરોબર વાંચો !" પેલા આકારે કહ્યું વાંચતા, કૌટક ગભરાયો, અને મોટે બોલ્યો " સત્યાનંદ શંકર ગોર ! ઓ પ્રભુ, આ કેમ દગો થયો ! ઠીક પણ તેણી શાક્ષીમાં કોણુ છે વારૂ ?" કૌટક બોલ્યો.

" આ રહી શાક્ષી, આપણા શામળાજીની" પેલાએ કહ્યું.

" પણ તે તો કોઇએ કરી છે" કૌટક બચાવ કરતો બોલ્યો.

" ના ! ના ! મેં પોતે કરી છે" એમ બોલતા, શામળાજીએ, પોષાક કાઢયો. તેજ વેળા ગોરના અવતારમાં સત્યાનંદ જાહેર થયો.

" અરે આ શું ? મ્હારા ગોઠીયાઓ કયાં મુઆ ?" કૌટક અજબ થયો.

" એ, આ બારણામાં આવો ! " એમ કહી ત્રણ જનને બાહાર કાઢયા. જેઓ બંધ હાથે, ત્યાં નિચી મુંડીએ આવી ઉભા, કારણકે જરા જો વાંકી ચાલ ચલાવે, તો ન્યાય દેવડીમાં પુરવા, સત્યાનંદ અને શામળો તૈયાર હતા.

" ભાઇ કૌટકરાવ, તમારી સઘળી વાત મ્હને ખબર છે, રૂપસુંદરી બાઇને ખોટી ચિઠ્ઠીથી બાજુએ કરી દઇ, ગુલાબને, ફસાવી, તથા એ સઘળી તદબીર, હતી તે, અને નિત્યાનંદજી સાથનો, તમારો બધો ગરબડ ઘોટો હું જાણુ છુ તમને સવાજ માહેથી બચવુ હતુ, અને, જો, સમાજની બીક માહેથી નિત્યાનંદ છોડવનાર હતા. તેને બદલે, આ ભલાઇનુ પગળું ઠીક રહેવા દયો, અને, તમારા પ્રપંચ ફુટયાં છે, તે આટલેથીજ પટાવી દયો, તો ઠીક, અને " હવે જો મ્હારૂં નાદાનનું કહયું માનશો તો ઠીક, નહી તો તમારી લેવડી થશે'' શામળાએ સમજાવ્યું.

" ચાલ, શુ કરેછે, મહને સિધ્ધો સિધ્ધો લઇ જાયછે કે, વાપડું આ ચાબુક!'' એમ બોલી જીવીએ ઠીક સપેટો લઇ લીધો.

" ચાલુ છું, ચાલુ છું, મ્હને માર ના ! " તે બોલ્યો

" ઠીક ત્યારે, આવ મ્હને, આ ભલા પુરૂષોની સામે ભેટ, અને બચ્ચી કર ! '' જીવીએ ઠીક બજાવી

" લે આ ! તુંને ભાવે તેમ કરૂં છું " કૌટકને બધાંઓની ખુશાલી વચ્ચે તેમ કરવું પડયું તેટલા, ગુલાબને લાવવામાં આવી, અને, "હું તમને, બન્નેને ઓવરણે વધાવું છું " એમ બોલી ઓવરણા લીધા.

જીવી અને કૌટક ગયા, લગ્નના પત્રિકા ઉપર જીવીનુંજ નામ હતુ જે, કૌટકરાવના ન જોવાથી તેઓનું કામ સગવડ ભર્યું થયું. પછી પાછળ રહેલી ગુલાબને સત્યાનદ, સાથે લઈ, ઘરે ગયો.

"ગુલાબ બહેન, મ્હને ક્ષમા કરજો, કે થોડીક પળો, અમારૂ ધાર્યું કામ પુરૂ પાડવા, તમારી સાથે લગાર તોછડાઇ કરવી પડી. જે પ્રમાણે પેલા આકારો તમને દબરાવી ઓરડામાં પુરી ગયાં, તેજ વખતે, તેઓને બહાર નિકળતાં અમોએ ઝકડી લીધા, ના ના, અમને કશો ઉપકાર જોઇતો નથી. ઉપકાર સાંભળનારો, ભાઇ શામળો, ત્યારનો છટકી ગયો, એ બધું, તેનેજ કર્યું" સત્યાનંદે સમજાવ્યું.

"શું આ બધું કામ શામલાજીએ કર્યું? અને મ્હને કપડાં બદલાવી જીવીને સિંગારી? આ હું, મ્હારા બાઇ જોડે જરૂર એમની પાસે જઇ અભિનંદન કરીશ;" ગુલાબ બોલી.

"તેની એને પરવાજ ક્યાં છે? એ ભોળો, એકવાર કાંઇ માંહુ જોઇ વલ્યો હશે, તે ઝાડપર ચઢી, કૌટકરાવના બીજા પ્રપંચ જાણી ગયો હશે, અને પછી મ્હારી મદદ માંગતા, એ કામ પુરૂ કર્યું" સત્યાનંદે સમજાવ્યું

"પણ જીવી સાથનું ચોકઠું કેમ ધ્યાન આવ્યું?" ગુલાબે લગાર હસતાં પુછયું

"જીવીને અમારે પરણાવવી હતી, અને આ ખોટા કામ ઉપર કૌટકરાવ મથ્યો હતો, તેનો લાભ લઇ, અમે આ તક સાચવી, એને બધી રીતે પકડયો. એ; જાતે બિકણ છે, મારથી ઘણો બીક રાખેછે, એ સઘળું શામળો જાણતો હતો, તેથી જીવીને પણ તેવીજ રીતે, મસાલાનો સામન આપી તૈયાર રાખી હતી. તેમજ વળી જીવીને પણ, એની જોડે લગ્ન ગમતું હતુ" સત્યાનંદે ખુલાશો કર્યો.

"શું જીવી કાકી એના ઉપર મોહિત પડી છે?" ગુલાબે મશકેરીમાં પુંછયું

"તે તો ગમે એ હોય, પણ જીવીનો જીવ કૌટક પર ઠીક છે, ડોસો જો પાંસરો રહયો, તો ઠીક, ના તો જીવીની દવા ચાબુકમાં ભરેલી છે. હવે જોવાનું છે કે કૌટક કેમ દાવ રમેછે. જીવી ભલી છે, ફક્ત બિચારીને ખુંધ છે, તેથી, એમ પડી રહી હતી" સત્યાનંદ બોલ્યો.

"આજે, મ્હારી ઠીક સેવા કરી, પરમાત્મા એનેં સુખ આપો ! અને તમારો પણ ભારે આભાર રહયો, આજે મુંજ કુંવારીને બચાવી છે" ઘર આવતા ગાડીમાથી ઉતરતા બોલી.

"ના, મેં નહી; આપણા વ્હાલા શામળાજીએ." સત્યાનંદે હસીને જવાબ વાળ્યો.

કૌટકની કળા તેનાજ ગળામાં પડી. ખાડો ખોડયો પણ પોતે પડયો, અને હવે, ન ધારેલા આ ચોકઠાથી, કળાવંતમા શો ફેરફાર થાય છે, તે જોવાની લગાર નવિજ નવાઈ લાગશે. શામળાનું કામ, ખરેજ બહુજ ભલુ નિવડયું, તેની કળામાં, કૌટકના કરતુકની બલા, બરોબર બેઠી, સાથે, એકનો જીવ ઉગારી બીજીના જીવની મતલબ પુરી કરી આપી. સત્યાનદ પાકો ગોર હતો અને તેને પણ કૌટકને દાવપેચથી જેર કરવા કસદ કર્યો હતો, તે પુરો કર્યો. કૌટકને લગ્નના બંધણમાં જોવા સત્યાનંદ ઘણોજ તલપ કરતો હતો, ને આજે પાર થયું.

**ધારો શું ને થાય શું—એ વિશ્વપતિને હાથ**
**કરશો તેવું પામશો—એ સાથે સંગાઠ**
**ખાડો ખોડે જે પ્રાણી—તે પસતાવો ખાય**
**અવળું કરી લેશો શું—ફોકટ દાવો જાય**
**કરજો સાચું હોય જે—કદી ન બળશે લાહ**
**ના અગ્નિ દિલ આવશે—હરી નામના ગાય—**

## "ચાર રોજની ચકચાર."

રૂપસુંદરી પોતાના ઓરડામાં કૃષ્ણ કૃત વાંચતી હતી. જે જે વાંચતી તે ધીમે, ધીમે, પોતાના કાર્યોમાં લાવવા શિખતી. આજે ભારે ઉત્સાહમા હતી, અને મનથી બોલતી હતી "હવે મ્હારે ગુણીરાજને તેડાવવા પડશે. ખરેજ, જ્યારે મ્હારે ઘર કંઇક વખત પર એ આવ્યો, ત્યારે મ્હારી સુધ્ધ ક્યાં ગુમ થઈ હતી? મ્હારા તે વેળાના ભારે ઠંઠેરા અને મિજાજના શા ટોળ તેને કર્યા હશે? મ્હારો ઇતરાત આજે ક્યાં ગયો? અહંકારની આગમા પડી હતી, તે આજે ક્યાં ગયું? મ્હારા આત્માને ખરેજ આજે કેમ નવું લાગે છે? સાદો ખોરાક કેવો ભાવે છે? ઘણો દામ અને ઝવેરાટ હોયા છતાં, તે આ વેળાના સાદા ભાવમાં કેટલો વધારે આનંદ આપે છે? મ્હારા આત્માંનુ જાગૃણુ જો થયું હોય તો, ગુણીરાજ જરૂરજ મ્હને આગળ વધવા દિક્ષા આપશે. હું મુર્ખિએ કેવો વખત ગાળ્યો? નકામી ચીજો માટે કેવા બળાપો કર્યો? મ્હારી હલકી મતલબ માટે પતિને કેવા દુખી કર્યા? પતિ મ્હારે કાજ ન હતા, હું પતિને કાજ હતી, એવું "સ્વામિ સેવાના" ચરિત્ર ઉપરથી મ્હને લાગ્યું, અને તે સાચુંજ હતું. મ્હારા પતિના માર્ગમાં, મ્હારા લોહીની ધ્વારા રેડવાથી તેમનું કલ્યાણુ થાય, તો શા માટે મ્હારે ન કરવું? ખરેજ મ્હારા પતિ, ઓ પ્રભુનાથ, મ્હને ખરેજ વધારે પ્યારા લાગ્યા છે, કારણુ કે હું તેમના દરેક તર્ષ મટાડવા, હવે તતપર થઇ છું. ગુણીરાજ પાસે, "પ્રાથમિક પ્રારંભનુ

"પહેલું પગથિયું" શિખી લઇશ. જ્ઞાની માણુસો કેવા સાદા, સાદાઇમાં કેવા ભલા, કેવા પરોપકારી હોય છે. તેઓની દ્રષ્ટિમાં જે, તેઓ ચાહે તે આણી શકે, અને, તે ઉપર મનન કરી હૈડાને રીઝવે આહ, એ કેવો મોટો વિચાર ! ખરેખર, આત્માની ઉંચ ઉન્નત સિવાએ બનેજ નહી.

ગઇ કાલે, અને પરમ દીને, મ્હારી પ્રાર્થનાની જગ્યામાં મે શું જોયું ? શું મેં ખરૂં જોયું ? મેં સ્વપ્ન જોયું ? ફુલોના સંગાર વચ્ચે પોહલી ફેન ધરતો નાગ દીઠો ! શું, મ્હને કાઇ એવા જેવો ખ્યાલ થયો હશે ! આ કોઇ મેલી શકિતએ મ્હને ભડકાવવા એવા સર્પ સમ ખ્યાલ દીધો હશે ? ગમે એ હશે, પણ એ સઘળું મ્હારા હૈડેજ રાખવું. કોઇના કહેતા, કોઇ માને નહી. કદાપિ કોઇ દેવતા, સર્પ રૂપ આંસરે આવ્યા હશે ? યા કદાપી, પુષ્પોનો મહેકાટ થવાથી, સર્પ, ત્યાં આવ્યો હોય ! જ્યારે પણ હું ત્યાં જાઉછુ, ત્યારે, બરોબર ફુલના સિંગારની વચ્ચો વચ હું તે સર્પ જોઇ રહુ છુ. અને, જ્યારે વધારે કાળજીથી, તેને શોધવા જાઉછુ કે, નજરથી કયાં જાયે છે, તે પણ જણાતુ નથી. મ્હારે શા માટે બીક રાખવી જોઇએ ? મ્હને હવે ખોહવાનુ શુ છે, સામું, સેવા કરવા જેવું મન થાય છે.

"કેમ રૂપસુંદરી બા, આજે શો મનન કરોછો!" ગુલાબ દોડતી આવી.

"આ દેહ માટેનું મનન કરૂછું. રાત્રીએ કાંઇ મુંગી મુંગી સુઇ ગઇ, ગુલાબ ! ત્હારૂ શરીર તો ઠીક છે ની ?" રૂપસુંદરીએ ચિંતાથી પુંછ્યું.

"હું ઠીક છુ. લગાર ઠાકેલી હતી, કારણ કે ફોટકરાવના લગ્નમાં ગઇ હતી" ગુલાબ બોલી.

" તેમના લગ્ન થયા, ચાલ ઘણીજ ભલાઇની વાત થઇ " રૂપસુંદરીએ ખુશી દેખાડી.

"તે પણ કેવા સંજોગ વચ્ચે, પરણવા ચોકઠું કેમ કર્યું, અને લગ્નનો ગાંઠ કોણથી બંધાયો ! " ગુલાબ હસીને બોલી.

" કેમ વારૂ ! એમ કેમ બોલે છે ! કાંઇ ભૂલ થઈ હશે ! " રૂપસુંદરીએ કહયું

" એમ, થયું બા ! કે કોટકરાવે, ચોકઠું કર્યું હતું, તમને ખોટી ચિઠ્ઠીએ કોઇએ તેડાવ્યા, પછી મ્હારી ઉપર બીજું તેડું આવ્યું, તમને અકસ્માત થયલો સાંભળી, જીવ લઇ હું દોડી, કે બીખીબૂંડીને ઘરમાં હું ફસાઇ. કારણ મ્હને જોરજુલમથી લગ્નમાં કોટકરાવ સંગાથે બેસાડવી હતી, પણ ત્યાં તો બીજો રંગ તૈયાર કર્યો હતો, તે આપણા ભોલા શામળાજીએ કર્યો હતો. સત્યાનંદની સત સેવા સાથે, કોટકરાવના દાવપેચ, તોડી, જીવી સાથે, તેની જોડી સાંધી હતી.'' ગુલાબ થોભી.

" એટલે તું એમ કહેવા માંગે છે કે કોટકરાવના લગ્ન જીવીબાઇ સાથે થયા " રૂપસુંદરી બોલી.

" જી, હા ! તેમજ થયું, અને મ્હને પ્રભુએ ઉગારી " ગુલાબ મળકાઈ બોલી.

"પ્રભુએ ઉગારી કે, ત્હારી બાઇ રૂપસુંદરીએ ઉગારી ?" નિત્યાનંદ બોલતો આવ્યો.

" નાજી, સત્યાનંદ અને શામળાજીએ ઉગારી. બિચારાં બાઇ તો કશુંએ જાણતાં નથી. સામા, એમને તો, પ્રભાપતિનો હાથની ચિઠ્ઠીના ઢોંગમાં ફસાવ્યા હતાં, તમો જરાજરામાં આમ બુમો પાડતાં બાઇને ગભરાવ્યા શું કરો છો ? " ગુલાબે લગાર ગુસ્સામાં કહયું.

"એ બધું એ એનેજ કર્યું, પણ તેનો બદલો, ત્હારી પર, અને એની પર હવે પછી લેવામાં આવશે. ત્હારા ઉપરની એકેએક પાંખડી, હું તોડીશ નહી, ત્યાં સુધી છોડીશ નહી" તે ક્રોધમાં આવી બોલ્યો.

"પ્રાણનાથ, એના ઉપર કાં ચિઢાવો છો. તમારે ગમે એમ ધારો, હું કયાં ના પાડું છું." રૂપસુંદરીએ નમન ભાવથી કહયું.

"મ્હારી આગગ એવા નમન ભાવના ઢોંગ કરે છે, અને લોકને જઇને સમજાવી કાંઇ કાંઇ, મરીમસાલો ભરાવી, મ્હારી ઉપર થપકાના પત્રો લખાવે છે." તે બોલ્યો.

"મેં એમ કશુંએ કર્યું નથી" રૂપસુંદરીએ બચાવ કર્યો.

"ચુપ, સામે ના થા! નહી તો બરદો પાંસરો કરીશ" તે બોલ્યો.

"હું તો, તે સઘળું ખમવા નાથ તૈયારજ છું, પણ એમ કરવાથી તમારા હાથમાં કેટલી વેદના થશે!" તેણી બોલી.

"મ્હને પલની વેદનાથી, ત્હને, કલાકોની વેદના થાય, તેમાં હું તો ખુશી થઇશ તું કાંઇ ત્હારા સતવણના ધારણ કરેલા ચાતુર્યથી, મ્હને ચેરવી નહી શકશે, સમજી!" તે બોલ્યો.

"હું કયાં, મ્હારા ચાતુર્યને, તમો નાથથી વધારે ગણું છું નાથ, તમને જેમા સુખ ઉપજે, તેમાંજ, તમારી દાશી મગ્ન રહેશે. તમારા ગમે એવા બોલને અમૃત સમાન મીઠાં ગણશે, ટુંકમાં, તમારા ભવમાં મ્હારા બલવાથી સુખ થાય, તેવી ચિત્તામાં મહને બેલાશક નાખજો, યા, નખાવજો! હું તેમાંજ વિરામ માનીશ" તેણી બોલી. "ઠીક છે, ત્હારા વિરામ અને રામના મક્કર, હવે વધારે વાર ઠરવાના નથી, ત્હારે માથે કાળનું ચક્કર ફરી વળ્યું છે. જે વખત જાયે છે, તેમાં, ત્હારા હિમાયતી

શામળા અને સત્યાનંદના કેવા હાલ, એ કૌટક કરશે, ત્યારે તું જોશે " તે બરાદી ચાલી ગયો.

" બાઇ, એમને જવાબ શા માટે આપો છો ? " ગુલાબે સલ્લાહ દીધી.

"નાથ ગમે એ બોલે, જવાબ આપ્યા વિના રહેવાય ! એ ગમે એવો ક્રોધ કરે આપણાથી ક્રોધ થવાય?" એના રીશના શબ્દો, આપણે સોના જેવા શિયળમાં રાખવા. રૂપસુંદરીએ સમજાવ્યું.

હયાં જ્યારે આવી તાણુ વ્રાણુ ચાલી રહી છે, ત્યારે, મોહોલ્લે અને બજારે, કૌટકના વિચિત્ર લગનની વાત પ્રસરી રહી હતી. લોકમા ભારે ચકચાર અને, મજાક થઇ રહી હતી. પણ આપણે પુછીશું કે, આ લગ્ન થયું હતું કે કાંઈ બીજું ? ત્યારે શા માટે લોકને એવી ચાવ ચીંધી થતી હશે ? લોક ભાંજે નહી એટલા બોખરાં શા માટે કરતા હશે ?

" હા કૌટક, તું ફરયો તો ખરો, પણ ધીરજ રાખ !" નિત્યાનંદ દિલાસો દેતો હતો.

" અમારે ઘેરે આવો, તો પાંસરા પાંસરા આવ જાવ કરજો ! " જીવી નિકળી આવી, અને નિત્યાનંદને કહેવા લાગી.

" એટલે ! " નિત્યાનંદ લગાર ફગલાઇ પુછવા પડયો.

" એટલે, એમ કે, અમે, તમારા બાપ કાકાનું ખાતા પીતા નથી. શા માટે અમારે ઘર આવી એવી શેખી કરોછો ? કોણુ ફરયો ? કૌટક ફરયો ! એવી સલાહ આપો કે, ઘર સાચવે ! તમારા જેવા બાયલાઓ, ચાબુકથી બાયડીને મારે છે, તેમ હયા સમજાવશો તો, તમારો બરડો પાંસરો કરી નાખીશ ! પછી તમે શેઠયા હોય તો તમારે ઘરના ! " જીવી છેડાઇ.

" તું કોણે એવું કહે છે ? ડાકણુને, એની સપડાવી દઇશ, કે મુવા તુલીક દાઝશે " નિત્યાનંદ સામો છેડાયો

" ઓ મુંજી દેડકા, ગરીબ બાયડી ઉપર ફુલી જઇ દેં દેં કરતો હોય, તો તહારે ઘેર, તેવું જોર અજમાવ ! હયાં નહી, હજી પણ હયાં આવ જાવ કરવું હોય, તો, માન અકરામથી આવો, અને જાવો, નહી તો ચોડાની માફક જેર કરવા જીવી બાઇ હાજર છે " તેણીએ લગાર ઠેકડીથી જવાબ આપ્યો.

" કોટક, આ શું ! એને ચમ્પી કરી નાખ ! " નિત્યાનંદે કોટકને બહેકાવ્યો.

" ત્હારા કહેવા માફક કર્યું, ત્યારેજ, એ પેટ ભરીને ખાશે ! હું ફરીથી કહું છું તમારી રૂપસુંદરીના ભલા ગુણો છાતીમા ધરીને કહુ છુ, કે, જે ધંધાપર આપ રોકાયા છો, તે ધંધાના ભુંડા લક્ષણ છોડી દયો, અને ઠીક ચાલો !" તેણી બોલી.

" ત્હારી શિખામણ મહને જોઇતી નથી " તે બોલ્યો

" અને ત્હારી દિલસોજી મ્હારા સ્વામિને પણ પળ માત્ર કામ આવે તેવી નથી " એમ બોલી જીવી અંદર ગઇ.

" આ કેમ ચાલશે, કોટક ! " નિત્યાનંદ હળવે બોલ્યો.

" હવે જવા દેને ! તું એને માન આપ, ના તો એના મર્મમાં ના આવ !" કોટકે શિખામણ દીધી.

" એટલું બધું ! " નિત્યાનંદે પુછ્યું.

" આપણને, જેઓએ આપણી દશા કરી તેઓ સાથે પેચ લાવવાનો છે, માટે જીવીને ના છેડ ! " કોટકે મનાવ્યું.

" જેમ ત્હારી મરજી ! " નિત્યાનંદ ચુપ બેઠો.

પછી થોડીક પળ ગુંસગુંસ કરી બન્ને છુટાં પડયાં.

---

## " ગુણીરાજની ગણના "

" સતી રૂપસુંદરીબાઇ, હું છેલ્લા તમને મલ્યો, ત્યાર-પછી તમારામાં ઘણા, અને તે પણ ઉતમ ગુણો હું સાંભળી રહ્યો છું " ગુણીરાજ બોલ્યો જે આજે રૂપસુંદરીને ત્યાં પધાર્યો હતો.

" તમારા તરફથી મલેલી કૃષ્ણ કૃતની ચોપડી ખરેજ મ્હને ઘણું બતાવી રહી છે. હવે હુ તમારા વધુ જ્ઞાનના હિતની તલબગાર રહી છુ " તેણી બોલી.

" તમારા પોતાના આત્મા ઉપર તમો કાબુ લાવ્યા છો. સાદાઇ તમને ભાવે છે ? દુખ તમને દિલાસા સમાન લાગે છે, બીજાની અગ્નિ ઓલવવા, તમો પ્રયત્ન કરો છો. સ્વામિના પડતા બોલ ઉચકો છો, તેમની ચાલ માટે, મોટો ખ્યાલ રાખી ધીરજથી સઘળું સહન કરો છો, એ કાંઇ તમારા ઓછા સતકાર નથી. ધીમે ધીમે, એજ રાહાપર ચાલશો તો, તમારી મેલેજ તમે જોશો. દિક્ષા તમારી મેલેજ પામશો, એથી બીજું વધારે શું કહેવાનું હોય ?" ગુણીરાજે સમજાવ્યું.

" તમો ગુરૂરાજે, જે મ્હારા માટે ભારે વખાણ કર્યાં, તેમને હું લાયક તો નથીજ, પણ તેમ બોલવામાંજ દિક્ષા સમાતી હોય તો નાથની કૃપાજ થયેલી લાગશે. આપણે જ્યારે કાઇ પણ નાંખતીની નઝરથી જોતા હોઇએ, ત્યારે, તે ખોટું ન કહેવાય ?" તેણીએ પુંછયું.

" આપણે નાંખતીની નઝરથી જોતા હોઇએ છીયે, કે જ્યારે સામો જીવ આપણી સમજાવતથી દુખીજ થાય, તે

માટે, આપણને મધ્યમ માર્ગ રાખવો પડે, અને તે માર્ગ તે નાજાતીની નઝરનો માર્ગ ! જે માર્ગ આપણે દેખાડી કોઇનો વાટ સરળ બનાવ્યે, પણ તેને ન ગમતો હોય, તો, આપણે તો માર્ગ દેખાડી છુટાં, પણ તેની દ્રષ્ટિ સંકોચ રહેશી, એટલે તેને સુંજે નહી, એથી મધ્ય માર્ગ બતલાવતા, અને ધીરજથી જોતા કાઇ ભુલ ન કહેવાય" ગુણીરાજે સમજાવ્યું.

"આપણાં જે અલંકારોની ક્રિયા કર્યે છીયે, તેવા અલંકારોથીજ, આપણો આત્મા બચશે ?" તેણીએ પુછ્યું.

"જ્યાં સુધી હૃદયના સ્થાનમાં આપ શ્રી કૃષ્ણ ભગવાનજીને માનતા નથી ત્યાં સુધી બાહારના અલંકારોથી તમો સંગારશો, પણ તે જ્યારે તમારા હૈડામાંજ વ્યાપેલો જોશો, ત્યારે, એવી કોઇપણ જગ્યા નથી કે તેને અમુકજ સ્થાને જોવો અને બીજે ન જોશો" ગુણીરાજે સમજાવ્યું.

"ત્યારે શું ક્રિયાની જરૂર નથી ?" તેણીએ પુંછ્યું.

"ક્રિયાની જરૂર, જ્યાં સુધી નઝર સંકોચિત છે, ત્યાં સુધી—મનન કરવા કાઇ વસ્તુ જોઇએ, મનન કરવાથી, આત્મા ખિલેછે, પછી પ્રથકરણ કરતો આગળ વધે છે, અને તેમ વધતા ધીમે ધીમે એક ચિત્તમાં બધા ચિત્ત જોતા થાયછે. પછી ભલે વસ્તુ સાથે પ્રભુ જોવ, યા, આત્માના અંગારમાંજ, તેને પ્રલય થતો જોવ !" ગુણીરાજે સમજાવ્યું.

"એવો કાંઈ દાખલો આપો !" રૂપસુંદરીએ પુંછ્યું.

"જોવ, તમે, પ્રથમ, કેવા ભારે અભૂષણમા સંગાર કરતા હતા, કેમ ફરતા હતા તે વેળા, તમને તેમ કરવાથીજ, તેવીજ ક્રિયાથીજ મનને ભાવતું હતું, હવે, તમે પોતે, તે [ન છતાં, તેવાંજ, બલકે, તેથી પણ વધારે આનંદ દેખાવો છો, સુખી

થઇ રહયાછો. જગત ની નાશવંત વસ્તુઓની પુંજા કરતા, આજે હૈડાના મંનજમાં તમો, પ્રભુનુ નામ ધરતા જુદોજ આનંદ પામી રહયાછો. બોલો હવે, તમને અભુષણુ આપ્યાં તો શુ, અને ન આપ્યાં તો શું ? કાઇ તેથી તમો અકળાશો યા, વધુ ઓછા ખુશી થશો ? સામા, તે બીજાને ખાતર વાપડી દેવા મન કરોછો. કેમ ખરૂ કે બા !" ગુણીરાજે હસતા પુંછયું.

"તમો ગુરૂજી જે કહોછો, તે સાચુંજ છે. તમારા સાથમાં આવવાથી હું ભાગ્યવંત થઇ" રૂપસુંદરીએ તેમનો સદકાર કર્યો.

"તમો મારા માર્ગ પર આવતા, એવા આત્મિક બળ પર આવ્યા, તે માટે, મ્હને, તમેજ દિપાયમાન કર્યો. તે માટે હુ શ્રી કૃષ્ણુ ભગવાનજીનો જય જય બોલીશ" ગુણીરાજે કહયું.

"છતા, આપણુ બન્નેને, બન્નેની જરૂરજ હતી" તેણી બોલી.

"એવાંજ ગુરૂ અને શિષ્યનુ, એકતાણુ બાણુ થાયછે, તમો, જે હડી પર આવ્યા છો, તેજ હડી પર ફરતાં રહેશો, તો મોક્ષતા મલીજ જશે" તેને કહયું.

"તેનો પુકાર થાય, ત્યા સુંધી મ્હારે શુ કરવુ ?" તેણીએ પુંછયું.

"જગ સેવા !" ગુણીરાજ બોલ્યો.

"તે માટે કાઇ બોલ !" તેણીએ પુંછયું.

"હા, મ્હારા પાસે કોઇ લેખકના સંગીતમાં બોલોછે" ગુણીરાજે કહયું.

"અને તે શબ્દો !" તેણીએ પુછયું.

"આ સાંભળો ! મ્હને સંગીત ગાવાની કયાં કાંઇ અડચણુ છે ?!" ગુણીરાજે પુંછયું.

" ના ! ના ! બેલાશક ગાવ ! તમારૂ સંગીત સાંભળવા મ્હને હવે ઘણુંજ ગમે છે" રૂપસુંદરીએ આગ્રહ કર્યો.

" શાભલો, ત્યારે. કોઇ " હરમીસ" નામથી લખાયલું છે.

## આશાવરી પદ-ત્રીતાલ.

**કોઈ ન જાય ગામ—હરિ કે, કોઈ ન જાવે ગામ!**
**છલ કપટ પાપ ધરીને—જાયે ન કોઈ ગામ, હરી કે=કોઇ**

**મદ ભાવ રાખે વો—પામે નહી શાન્ત**
**નિંદ ઘરે છાઇ દે—વો, ન રાખે નામ હરી કે=કોઈ**

**આસ હોંશ, સાંસ ભરે—બિરથા ફેરી જાય**
**પર ધન લુંટ માંગે—કોણ કહે વો કામ હરીકે=કોઈ**

**જગ સેવા તીન દીન—ચલતી તેરી ધાય**
**હસમ કહે હરી સેવા—આખરકો અંકાય=કોઇ**

" આહા, ગુરૂજી, તમારા અવાજ અને શબ્દોથી, હું તો કાઇ જુદાજ માર્ગ પર આવી હોઉં, એમ સમજાય છે. શું આવા સંગીત તમો, લોકને ભેગાં કરી સંભળાવશો, તો તેમને આનંદ નહિ થાય ! પ્રભુ તરફ તેમનું ધ્યાન ન થાય ! તેઓની મન શકિત ન ખિલે ?" તેણીએ પુંછયું

" મન્દિરનું પુંજન કરવું, તેનો પણ ભાવ ઉત્પન્ન થાય, ત્યારેજ સુઝે, જેઓને, જેવુ મિષ્ટાણુ જીભે લાગ્યું હોય, તેનો રસ ન મલે-જ્યારે મન ધરાય છે ત્યારેજ, એકુ યા બીજો, નવો માર્ગ શોધાય છે. હુ કાઇ તમારી લાગણી દુખવવા માંગતો નથી. જો કે, હવે તમારી લાગણી દુખાય એવુ ઝાઝું રહયું નથી પણ પ્રથમ હું તમારી મિત્ર પ્રભાપતિની ચિઠ્ઠી લાવ્યો હતો, ત્યારે તમને, એવું કાંઇ ઝાઝુ ગમતુ ન હતુ" તે બોલ્યો.

"ખરૂ છે, ગુરૂજી, ખરૂ છે! હું પસતાવો કરૂં છું," તેણીએ એમ બોલી બન્ને હાથ જોડી ક્ષમા માંગી.

"મેં કાંઇ વિશેશ તેમ ધાર્યુંજ નથી. પસતાવો જેને તમો કહોછો, તેમા અમે આત્માની સમજ શકિત વધી છે, એમ માન્ય કરીયે છીયે. તનારે તો, જે ગતિમા, મતિને રોકી છે, ત્યાંજ આગળ વધવા દયો! પોતાનીજ મેલે ન જણાયલું જોશો" ગુણીરાજે સમજાવ્યું.

"પણ કોશેશ વગર, તથા બીજાના સમજાવ્યાં વિના કેમ થાય!" તેણીએ પુંછ્યું.

"તમારી બિન સ્વાર્થે સેવાની ભકિત વધતી જશે, તેમ તમારી આત્માની શકિત ખિલતી જશે. બીયાં લાકડા પર નાખી મેલ્યાં હોય, તો કાંઇ ફળ નહી આપે, પણ જયારે વાવશો, તે માટેની બરોબર સંભાળ લેશો, ખાતર પુરવા મહેનત લેસો, પાણી છીંપવા શ્રમ લેશો, તો, તમને ફળ મળશે, તેમ, રૂડા, નેક, ભલા વિચારોની ભેલ કરતા રેહવું, પ્રભુના કામનીજ ગણના કરતા રેહવું, કોઇને હાથે ટેકો, કોઇને રોટલો, કોઇને વાસ્તે વસ્ત્ર, કોઇને જ્ઞાન, કોઇને સેવાચાકરી, કરવા મનને રોકશો, કે નવિજ તરાહની ધ્વજો ફુલાતી રેહશે, અને, કોઇ ન કહે, એવું તમે જાણશો" તે બોલ્યો.

"તમારી આજ્ઞા પ્રમાણે હું વર્તિશ," તેણીએ કહયું

"વર્તિશ, એમ નહી બોલશો." ગુરૂએ સમજાવ્યું.

"કાં?" તેણીએ પુંછયું.

"વર્તવા કોશેશ કરીશ, એમ બોલશો" ગુણીરાજે કહયું.

"કાં, આપણે વર્તવા માંગ્યે તો વર્તી ન શકાય?" તેણીએ સવાલ કર્યો.

" તે હરિના હાથમાં છે." તે બોલ્યો.

" શું, આપણને હાથ નથી ?" તેણીએ પુંછ્યું.

" ના ?" તે બોલ્યો.

" એમ કેમ ?" તેણીએ પુછ્યું.

" ધારો કે, આપ દર્શન કરવા બેઠા, પતિએ બોલાવ્યા, શું કેહશો ! કે નથી આવતી." તેને પ્રસ્ન કર્યો.

" પ્રાર્થનામાંથી કેમ અવાય ?" તેણી અજાયબીમાં પડી.

" ધણીના હુકમથી કેમ થોભાય !" તેને પુંછયું.

" કાં ?" તેણી બોલી.

" બાયડીનો ધર્મ, તે પતિનો હુકમ પહેલાં !" તેને સમજાવ્યું.

" એમ ?" તેણી અજબ રહી.

" હા ?" તે બોલ્યો.

" કાંય ?" તેણીએ પુંછ્યું.

" સ્ત્રી, પતિને, જવાબદાર છે. પતિની આજ્ઞામાંથી પરવારી, તે સેવા કરે, નહી કે પતિને થોભાવે !" તેને સમજાવ્યું.

" એમ ? ત્યારે શું પહેલો પતિ ?" તેણીએ પુંછ્યું.

" પત્નિ માટે, પહેલો પતિ ! તેને માટેજ તેણીનો પ્રાણ ! પત્નિ, પતિને જવાબદાર, પતિ, નાથ ને જવાબદાર" ! તેને સમજ આપી.

" ખરેજ, હુ ભૂલતી હતી. ત્યારે જેની હું સેવા કરૂ, જેમા હુ ભક્તિ કરૂ, તે વાણા પતિને ન પસંદ હોય તો, મ્હારે નજ કરવા ?" તેણીએ પુંછ્યું.

" જરૂરજ તેમ કરવાનોજ પત્નિનો ધર્મ છે" તે બોલ્યો.

" એનો મર્મ શું ? " તેણીએ પુંછ્યું.

" પત્નિને પતિ સેવા માટેજ પેદા કરી છે " તે બોલ્યો.

" બીજા કોઈ માટે નહી ? " તેણીએ પુંછ્યું.

" પેહલો પતિ, કારણ પતિમાંજ, તેણી પરમાત્મા જોતાં જોતા, પછી શ્રી કૃષ્ણ ભગવાનજીને મલે છે " ગુણીરાજે સમજાવ્યું.

" ત્યારે મનુષ્ય" દેહનાં બંધનમાંથી છુટવા શા પગળાં ભરવા જોઇએ ?" રૂપસુંદરીએ પુછ્યું

" પ્રથમ મનને રોકતાં શિખવું. " ગુણીરાજે જવાબ દીધો

" પણ મનને રોકનાર કોણ ?" રૂપસુંદરીએ પુંછ્યુ

"મનને, ઉતાવળ્યાં કામથી રોકનાર, " મરજી, " અને આંધળા અવતારમાં ગબડાવવામાં' ' ઇચ્છા " । 'મરજી' મનને રોકી શકશે, ઇચ્છા હરપળ દેહને મોહમાં તાણશે " ગુણીરાજ બોલ્યો

" પણ જે નિર્માન કર્યું હશે તે થાશે. " તેણીએ કહયું

" આપણને પરોઢીયામાં ઉઠતાં, બપોરના ભોજન માટે તૈયારી કરવી પડે છે, અને, તે તૈયાર કાધા પછી વચગાળે, કાંઇ મુશકેલી આવે, પણ મુશકેલી રખે આવી જાય, એવી ચિંતાથી ભોજન બંધ નથી રાખતા " ગુણીરાજ બોલ્યો

" એટલે ? " તેણીએ પુંછયુ

" એટલે, એમ કે મુશકેલી આવશે, એમ વિચાર્યું ન હતુ, પણ કામનો આરંભ આપણે આશામાંજ કર્યો, હવે પ્રસંગ થયો, એ પ્રભુ હાથ વાત હતી. આપણને તો કામ કરવામાંજ ફરજ હતી " ગુણીરાજ બોલ્યો

"એમ, કે આપણે આપણી ફરજ બજાવતાં રહેવું તેમાંજ મનને રોકવું. ત્યારે મન માટે આપશું કહો છો ?" તેણીએ પુંછયું.

"'મન' હમણા હયાં હોય, અને વળી ઇચ્છા યા મરજી કયાં ઘસડી લઇ જાય. ઘડીકમાં કયાં જાયે, અને પળમાં કયાં ઉડે, પણ એમ ઉડી ઉડી તે ઠરશે. સાંભળો મન માટે એક સંગીત ગાઇશ.

મન પરદેશી, જાત કિધર--

હોત ચેતમે ગાત બસે જ્હો-ધ્યાન સમયના રોકે ચિત્ત
પાર ઉતરકી બાત કરે જળ-તિરસમાં કંઈ ધાય
કિધર !-મન.

ફાગ લાગકી આગ લગા કઇ-નાથ સુમનકી તાણુ ભરે
માન ઘડી ભર શાન ભરી-હાણુ ભરણુ ઉડ જાય
કિધર !-મન.

એક ઝુકકો લઇ ફરે જ્હો-પાછે કઈ દે ફોક કભ્રિ
આખેરતકો માર ફાડ બીચ-જાય ચરણુ જ્હો નાથ
જીધર !--મન.

આ, મનનુ કામ છે, ઘડીમાં કયાં, અને પળમાં કયાં ? કોઇ વાર હસીયા, તો બીજે પળ ગમી. કોઇ વેળા નાથાપર ધ્યાન તો ત્યાંથી પડે, મોહના મયદાનમાં, કોઇ વાર દુખ આવવા તૈયાર, કોઇ વાર કષ્ટ કાપવા પર મળકાય પણ આખેર અફલાઇ, અફલાઈ, જગતનાં મારમાં વિંધાઇ, શ્રી કૃષ્ણ ભગવાનજીને મળશેજ " ગુણીરાજે સમજાવ્યુ

"આજે અમારો આત્મા ઘણોજ આનંદ પામ્યો છે. કૃપાનાથ અમારી અરજ સાંભળે, અને જગત આવા ઉપદેશ લઇ, આગળ વધે." રૂપસુંદરીએ કૃપા માંગી.

"તેવું બનવુ હાલમાં તો કઠણ છે, જે કોઇની પૈ ડુબાવવા તૈયાર તે જ્ઞાની ક્યાંનો? જેને બીજાનુ સુખ જોવા ભાવે નહિ, તે દ્રવ્યવંત શાનો? જેના પોતાના તન અને મનની પુંજન, તે બીજે ઠેકાણે દુખ છે એમ કેમ સમજ-વાનો? જેને પોતાની ભૂખ, તે ભૂખ્યાનુ મોઢું જોવા કેમ ઉલટ લીયે?" ગુણીરાજે સમજાવ્યું.

"ફરી તમારી નમશકાર કરીશ.. પ્રભૂ તમોને હજી ભારે ઉજાશ આપો!" ગુણસુંદરી પગે પડી.

"ના બાઇ રૂપસુંદરી, એમ પગે નહી પડશો, તમારા સ્વામિને નમો, મન્દિરને નમો, દેહમા પડયા શ્રી કૃષ્ણ ભગવાન-જીને નમો, તેમાંજ તમારૂ સાર્થક, અને તેમાજ તમારૂ કલ્યાણ! ત્થાસ્તુ–" એમ બોલી અતિ નમન દઇ ગુણીરાજ વિદાય થયો.

તેમના જવા પાછળ રૂપસુંદરી, સીધી ઉભી અને ઓવરણા લઇ બોલી "ધન્ય! ગુરૂજી! તમારા બોધથી મ્હારા છાતી દવારે જાણે શ્રી કૃષ્ણજીના ગેલના ઉભરા ઉભાયા જાય છે. મ્હારી મંદ ગતિને કેવળ નિર્મળ સ્પર્શમા હાલતી કરી છે, પ્રભૂ તમને ઘણું જીવાડે!" એમ બેલી તેણી કામે વળગી.—




આપણી વાર્તાનો, હાલ સુધીનો સાર ખેંચીશુ તો, મુખ્ય ભાગ ભરતી રૂપસુંદરી ઉપર આપણી દૃષ્ટિ તેઓની છે, કે જેઓ

દુન્યાના ઘણાજ રૂડા ભાગો ઉપર ધ્યાન આપવા તૈયાર છે. રૂપસુંદરીની પ્રથમની ચાલ, અને હાલમા તેણીના ફરી ગયલા વિચારો સાથ, વાંચક વર્ગ, ઘણે ભાગે વિચારમાંજ રહેશે, કે તેણીની ગતિમા, કેવો આનંદ દાયક ફેરફાર થઇ રહયો છે. વાંચનારે પ્રથમ જોયુ, કે, જ્યારે ધણીની વર્તનુક તેણી તરફ, એકદમ બદલાઇ, ત્યારથી, તેણીના મનમા "અગ્નિની આંચ" પેદા થઇ. તેણીનુ મન, ખોટાં અને ખરાં સામે ડગમગવા લાગ્યું. ધીમે કદમે, દુખઃ પડવા સાથ, તેણીના મનમા "હોંશ અને વાસના"નો મોરો ઘોધ રૂપે જુસ્સો પેદા થયો, જેથી હરવેળા તેણીને "મનન" યાને સર્વ બનાવો અને વસ્તુઓનુ ટોળ, અને પ્રથકરણુ કરવાનુ ભાન વધ્યું. ત્યાંથી, ધીમે ધીમે ખમતા ખમતાં, સારા વિચારો અને સારાં કામ ઉપર ચિત્ત રોકાવવા, નકલ કરવામાં હોંશ વધી. યાને "અનુકરણુ" કરવા ઉપર મંડી ગઇ. પછી ગુણીરાજથી વધુ જ્ઞાન મેળવવાની હોશ થતાં, પોતે, "ઉત્સાહનો, અને પ્રેરણાનો" વધારો કરી, તે ગુરૂજી પાસે "પ્રાથમિક પ્રારંભનું પહેલુ પગથીયું" મેળવવા તતપર થઇ, અને આજે, "આત્માંની જાગૃણુમા" તેણી જીવતી હોય, એવી તે ઠરેલ બની છે. ઝેરના પ્યાલા વખતે ઉભરી આવેલો "ખ્યાલ, નેકીકા પ્યાલા ભરો" "સાથના ખ્યાલથી બદલાયો. આજે ધીમે પણુ મકક્મ પગળે, તેણી કોઇ અનદીઠા વાતાવરણુ પર ચાલતી હતી, અને તેણીના અનુભવથા, તેણીની દૃષ્ટિ મર્યાદા આજે બીજાઓ કરતાં જુદીજ થઈ હતી. કોણુ જાણે હવે શું થઇ જાય છે? પણુ આપણે આશા રાખીશુ કે, તેણી કાઇ જુદાજ ભાવો બતલાવે, અને આપણુા જેવા સ્થુલ, યાને લોભ અને મોહમા, મદાયલાંઓ માટે નવો માર્ગ દેખાવે. માર્ગ

તો ઘણાએ પડયાં છે, પણ પોતાના તન અને મન માટે ચિંતા ન રાખતા, બીજાની સેવા માટેનુ ચિત્ર બનાવવું, એ કેવું મુશકેલ છે, તે તો તેઓજ જાણે જેઓ મુશકેલ માર્ગ પર આવ્યા હોય. તેણીની બદલાએલા વલણ જોઈ, રાજી અને ખુશી થવા બદલે, તેણીનો ધણી નિત્યાનંદ વધારે સતાવણી કરતો, પણ બેકદર ધણીને, ઘણી તો નહી, પણ થોડીબી સાદી સમજ આવતી નહી. જેમ જેમ રૂપસુંદરી સહન કરતી હતી, જેમ જેમ તેણી દુખ ખમી વધારે દિપાયમાન થતી હતી, તેમ તેમ નિત્યાનંદ અને, ચંપા, તેણીની પાછળ, વધુ નિંદાની ચંપી કરતા હતાં.

"વ્હાલી ચંપા, આપણે જેમ વધારે ખિંજવવાનું કરી, એ રૂપસુંદરીને બાળ્યે છીયે, તેમ તેમ, એ વધુ સ્વસ્થ, અને પોતાની શ્રધ્ધામાં વધારો કરતી જાય છે" નિત્યાનંદ ચંપાની ખુશામદ કરતો બોલ્યો.

"તેનુ એક કારણ છે, વ્હાલા !" ચંપા બોલી.

"બોલ, વ્હાલી ચંપા, બોલ ! ત્હારા બોલનું હુ ઠીક ટોલ કરીશ. બોલ તો કારણ શું છે ?" નિત્યાનંદે પુંછયું.

"પ્રથમ, એ રૂપસુંદરી જેમાં શાન્તિ મેલવે છે, તે સાધણનો નાશ કરવો ઠીક થઇ પડશે" ચંપા બોલી.

"એટલે ! કીયાં સાધણ ?" નિત્યાનંદે પુંછયું.

"જે ઓરડામાં, એ રૂપસુંદરી પુંજા કરેછે, ત્યાના સાધણ" ચંપા બોલી.

"તેથી શુ વળ્યું ?" નિત્યાનંદે પુંછયું

"મેં વારંવાર જોયુંછે, કે, જયારે, એ રૂપસુંદરી, પોતાના બનાવેલા, એ ઓરડામાથી બાહાર નિકળે છે, તે વેળાનો એનો

ચહેરો, જોતા, મ્હારા શરીરના સાંધે સાંધા ઢીલા કરેછે" ચંપા કાઇ બીક રાખી બોલતી હોય, તેમ બોલી.

"એવું, તું શું જોઇ વળી, કે તું બીક રાખે છે ?" નિત્યાનંદે પુછ્યું.

"એના માથાં પર ચોપડેલી ભભુક, એના પ્રાર્થના પછી તો, એનો ઉછળનો હોશ, અને તેનો ઉજાશ, જે, મોઢાપર છવાઇ રહેછે, તે જોતાજ, મ્હારૂ કાળજુ બીકથી ધ્રુજે છે, અને જ્યારે હું તમારાથી એકલી પડી રહું છું, ત્યારે એના ઉપર ગમે એવાં દુખો પડવાના ઢોંગ રૂપી સાતક કરવા જતા, મ્હારી છાતી જાણે બંધ થતી હોય, તેમ મ્હારે મન થાય છે" ચંપા ચિંતામાં બોલી.

"શું, ત્યારે, લોક સતીનું સતીત્વ કહેતા હશે, તે એનામાં પ્રાબલ્ય થતું હશે ?" નિત્યાનંદે પુછ્યું.

"થતું હશે એમ ના બોલો નાથ, કાંઇક દરરોજ થઇ રહયું છે. હાલમાં હું આટલું બોલી રહી, પણ મ્હારી છાતી ધડક ધડક થાય છે." ચંપા બોલી.

"તું ઘાંડી ના થા ! એ તો જે સંજોગે, તું પરણી આવી, તે સંજોગથી તને કાઇ થતું હોય ! બાકી, એ ભુંડી તને શુ કરી શકે ? વ્હાલી ચંપા તુ મને એટલી વહાલી છો, અને વળી તુંએ જે લક્ષ્મી બેટી મહને આપી સુખી કરયો છે, તેથી હુ વધારે મોહિત છું. મ્હને તુલશીદાસ તો ઠીકજ છે, પણ મ્હારી લક્ષ્મી દિકરી, ખરેજ મને બહુજ વ્હાલી લાગે છે, તેથી તું વધારે વ્હાલી લાગે છે, તો ત્હારી ચિંતા કાઢવા હુ શું નહી કરીશ" નિત્યાનંદે સમજાવ્યું

"વ્હાલા નિત્યા, ત્હારૂ બધુ હું જાણુ છુ, પણ મ્હારે

મન જે બીક પેદા થઇ છે, તે કેમે કરતા જાય એવી નથી. જ્યારે, એ, પેલા ઓરડા માહેલાં સાધણોથી જુદી થશે, કે, કદાપિ શાન્તિ થશે." ચંપા બોલી.

"ત્હારી ચિંચા દૂર કરવાજ હુ તૈયાર છુ. તુ કહે તે દિવશે એ ઓરડામા જઇ, હુ ભાંજફોડ કરીશ " તે બોલ્યો.

"પણ નાથ, કોઇના ધરમ ક્રીયા મારગની વચ્ચે આવતા આપણને કાંઇ નવી વેદના તો ન થાય!" ચંપા લગાર અકલાઇ

"ભોલા રે ભોલી! આપણા સુખના મારગ ખુલ્લા રાખવા, ને માટે, બીજાના મારગો ભાંજવા કોણ મના કરશે? આપણે દ્રવ્યવાન, સંતતિવાન, શ્રીમંત, અને આપણે ભાવે તેવાં સુખના સાધણો ન વાપડીશુ, તો, આપણું દ્રવ્ય શા ખપતુ?" નિત્યાનંદે સમજાવ્યું.

"તું વ્હાલો જેમ ધારે તેમ કર! પણ મ્હારી ચિંતા ટાળ! હાલમાં મ્હારા તનપર કેવો ભાર થયો છે, તે તો તું વ્હાલો જાણે છે" ચંપા બોલી.

"ખરેજ, ત્હારી વધાઇથી હું વડાઇજ લઇશ, હું ધારૂ છું કે, તે પણ દિકરીજ હોય?" નિત્યાનંદ બોલ્યો.

"કાંય! દિકરી તો તમને પ્રથમ ખોલે દીધી, હવે મ્હને દિકરો ના જોઇએ કે?" ચંપા લગાર રમુજમાં બોલી.

"હવે, તને ભાવે તો, બન્ને સાથે આપ! પછી કાંઇ! ધાંડી, ધાંડી, બાયડીઓ, ધાંડી તે ધાંડીજ! દિકરામાંજ અમરથું ઘેલું લઇ બેશો છો" નિત્યાનંદે મશકેરીમાં કહયું.

"અને ધાંડી, બનાવનાર કોણ, નિત્યાનંદ!" ચંપાએ પુંછ્યું.

"તુંજ કેહની!" સામો સવાલ કર્યો.

" વળી કોણ, મ્હારો નિત્યો, મ્હારો જીત્યો, મ્હારો આનંદ, નિત્યાનંદ ! " " ત્હારી આંખ્યોનોજ એ ચમતકાર થઈ રહયો " તેણી વ્હાલથી બોલી.

" એવું ત્હારૂ હૃદય કાં બનાવ્યું ! ત્હારી વૃતિ એવી મનોહર કાં થરી ? ત્હારી ચાલમાં લ્હેકો કાં લાગી હતી ? વળી, મ્હને બનાવીને, ઉપરથી ગળે પડે છે " એમ કહી નિત્યાએ અજબ પ્યારથી તેણીને પાસાંમા ઝકડી.

" વ્હાલા ઉતાવલો ના થા ! મ્હારૂ શરીર દુખાય છે " ચંપાએ કળ ખાતા કહયું.

" પણ તેનો ઉપાય ચંપા " તે બોલ્યો.

" ના, એ તો થોડા દિવસ એમજ જશે, વ્હાલા " ચંપ બોલી. પછી બન્ને વિદાય થયા.

---



## " ચોમાશાની ચિંતા."

આજે " ધાન્યધન " માં, પ્રજાપતિ, રંભા તેમજ શામળો, અને સત્યાનંદ સાથે વાતે બેઠાં છે. વરસાદ પુર જોરથી પડે છે, અને, ચોમાશાના આખર થતા સમય ઉગાડને બદલે ભારે જોરથી વર્ષે છે. ગમે એવાં અનુભવી ખેડુતોના હાઝાં ગગડાવે છે.

" આપણા પાકને નુકશાન તો ઘણુ થશેજ, અને આપણે તો, જેમ બને તેમ ખોટ ખમીશું, પણ બિચારાં ગરીબોના રક્ષણનું કેમ થશે, ? " પ્રજાપતિ બોલ્યા.

"પ્રભાપતિ બ્હેન, પ્રભુના કામ માટે આપણને આગળથી ચિંતા શા માટે કરવી જોઇએ?" શામળાએ જવાબ દીધો.

"પ્રભુના કામની સામે તો નથીજ થવાનું, પણ આપણે તો, નુકશાણ વખતે, બે બાબદ સંભાળવાની છે" પ્રભાપતિ બોલી.

"અને તે શી બાબદો છે?" શામળાએ પુંછ્યું.

"એક તો, આપણું નુકશાણ ખમવાનુ, અને બીજું તો, આપણે જે, ગરીબો માટે, વેચાણથી લઈ કાંઈ ભર્યું છે, તે ઉપરાંત બીજું લેવાનુ, અને, તે સાથે કોટકરાવે, જે દાવ રમવા માંડયો છે, તે એવો છે કે આપણને કચડી નાખશે" પ્રભાપતિ બોલી.

"પ્રથમ તો સુરૂ કરો, કે, આપણે, બેની ભાગીદારી એકઠી કરી છે તથા બીજી રીતે એકમેકને સાહયકારી કરવાથી કેટલીક મુશકેલી ઓછી કરી છે." શામલાએ ખુલ્લાશો કર્યો.

"તે બધું ખરૂં, પણ જ્યાં સત્તાના દાવપેચ રમાય ત્યાં કોણ દ્રવ્યથી ટળાય એમ છે!" પ્રભાપતિ શકમંદ થઇ.

"આપણી પાસે જે ખંડીયર આપણે ગયે સાલ વેચાતું લીધું છે, તે માહે હાલ તો મોઘા ભાવનો દાનો પુર્યો છે, તેને આપણે સાચવીને આપીશું" શામલો બોલ્યો.

"શામલા ભાઇનો પ્રભુ ઉપર અખંડ વિશ્વવાસ, તેજ માહરો પણ છે, અને, તે સાથે, વ્હાલી પ્રભા તું પણ મલે છે. ત્હારૂં પણ કહેવું સાચુંજ છે, કે આપણને પ્રભુ ન કરેને દુષ્ટ કાળ માટે, સાવચેતિના પગલાં તો ભરવાંજ જોઇએ, માટેજ મેં ઘણે દુરનાં વેપારીઓ સાથે કબાળા પણ કર્યા છે, અને ભાવ તો વધતોજ જાય છે" સત્યાનંદે સમજાવ્યું.

"આપણને ફકત કાળને મટાડવો, એજ ખ્યાલ બાંધવો છે.

આપણે પોતે જાતે હાથે કામ કરનારા અને જો કદાપી વખત ખોટો આવી જાય, તો આપણે બીજાની મદદ માંગીશું તો પ્રભુ કૃપાથી કોઇ પણ આવશે" શામળાએ આશા દેખાડી.

"ભાઇ શામળા, આપણે જે કામ કર્યું છે, તે જો કે પુર્ણું ભલાઇ માટેજ કર્યું હતું, પણ કોટકરાવે, નાણાની કોથળીઓ એવી રીતે તૈયાર રાખી છે, કે ન પુછવા જેવું કર્યું છે" સત્યાનંદે કહયું.

"એટલું તે શું કર્યું ભાઈ સત્યાનંદ!" રંભા વાતમા રસ લઇ પુછવા પડી. "તો આજે અમસ્તી કાંઇ વાત છેડી અને થોડાક માલ માટે પરપુછ કરી, તે જવાબ તો એવો મલ્યો કે આપણી સાચવત તેઓ જાણુતા છે, આપણુને હલકાં પાડવા જેવાજ સવાલો કરતા હતા" સત્યાનંદે જવાબ દીધો.

"એવા તે કેવા સવાલો હતા, પ્રિય સત્યાનંદ?" શામળાએ પુછયું.

"કે આપણી મુંડી છે કે? પૈસા કયાંથી લાવશો? ઘરેણાં ગાંઠા કાંઇ રાખ્યા છે કે? બધાઓના કબાલા કર્યા છે, ભરપે કરવા તૈયારી છે કે? તમારા જેવા નવા સવા શિખાઉ છોકરાઓ ઉપર કેમ ભરૂશો રખાય?" સંત્યાનંદ બોલ્યો.

"તેને તમે ઠીક કેમ નહી કર્યો?" શામળો લગાર આકલો પડયો "આપણુને 'કાળ' ગાળવાનો છે, આપણુને આપણી દશા સંભાળવી છે તે, સાચવવા આપણુને જોર બચાવવું જોઇએ, નાહક આગળથી તેઓ સાથે બાઝવું એમાં શું વળ્યું?" સત્યાનંદે જવાબ દીધો.

"તમારી સલાહ વ્યાજબી છે, ઠીક છે, તેને પણ આપણે ધીરજે, સમજાવીશું. પણ તમે જાણો છો તો ખરાં કે

કૌટકરાવ લોભી છે અને કદાપી સારૂ વ્યાજ આપવા કહયું હોય તો માલપર નાણું ધીરશે, માલ વેચાતો જશે, અને નાણું ભરપે કરીશું, કાંઇ માલ મિલકત કરતાં વધારે મુડી જોઇતી હશે, તો કાંઇ, બીજું નામું કરી આપીશું" શામળાએ સમજ દેખાડી.

"પ્રિય શામળા, તું નાનું બચ્ચું છે, તને જોઇએ તેટલું ત્હારૂ કોઇને આપી દેજે, અથવા કૌટક રાવ કરતાં બીજાને વધારે વ્યાજ આપી નાણુ લેજે, પણ તેની પાસે ઓછાં વ્યાજે પણ કામ પાડતો ના !" રામદાશ, ત્યાં આવતાં બોલ્યો.

"ઠીક, રામદાશભાઇ ! તમારી સલાહ યોગ્ય છે, તેમજ કરીશું" શામલો એકમત થયો.

"અરે પણ શા માટે, નાણું બહારથી આણવા જોઇએ ! મ્હારી પાસે મ્હારી મીલકત છે" પ્રભાપતિ વચ્ચે બોલી.

"વ્હાલી પ્રભા ! તું ધારે છે તે કરતાં વધારે ખરાબ વખત આવવાની, રામદાશે, ચેતવણિ આપી છે. આ વરસાદથી ઘણુંજ ખરાબ થવાનીજ ચિંતા છે" સત્યાનંદે ખુલાશો કર્યો.

"જેવી ઇશ્વર ઇચ્છા ! તેનુંજ ધારવું થશે" પ્રભાપતિ બોલી. તેટલા, ત્યાં, કોઇ દુરના ગામડાઓ રેળમાં તણાયા જાયે છે, એવી ખબર આવી જેની ચિંતામાં બહુજ અકળાયા, અને સઘળા હાથ જોડી, પ્રભુને યાદ કરતા બેઠાં.






આ વાર્તાના વળામાં, પ્રિય વાંચક, આપણે જે તપાશી રહયાં છૈયે તે વિરૂધ્ધ અસરનો ભાવ છે. એક બાજુથી એક ચોક્કશ વર્ગ, બિન સ્વાર્થ સેવા કરવા તૈયાર છે, ત્યારે બીજો ભાગ તેથી ઉલટા કરાર કરવા ઉપર મંડયા છે. જ્યારે આપણે ચોકું પર રૂપસુંદરીના રૂડા કાળો જોઇ વળ્યા, અને, તે રૂડા કામમાં ખુશી થવાને બદલે, તેણીના સાધણોનો નાશ કરાવવા ચંપા મઠી રહી છે, ત્યારે વળી સત્યાનંદ પ્રભાપતિ, રંભા રામદાશ, અને શામળાની નાની ટોળકી, વરસાદની મુશકેલી માહેથી ટાળવા માટે યત્ન કરી રહયા છે, જે માટે, બીજા લોભ્યા વેપારીઓ, તેઓનો નાશ, અને રૂસવાઇ કરવા કસદ કરી બેઠાં છે. જગતમાં આ બે જાતની શક્તિઓ કામ કરી રહી છે, પ્રભુ કોણને જીત દે છે, તે જાણવા ખાહેશમાં રહીશું. ખરેજ આવી વિરૂધ્ધ અસરથીજ, ખોટી કસદ જે મનુષ્યમાં પેદા થઇ છે, તેનો નાશ થવોજ જોઇએ. કોઇનો ધીમે કોઇનો જલદી. ભલાંઓને ભલાઇ કામમાં સહાયકારી કરવાને બદલે એમ પોતાની મતલબની બાજી ખેંચવામાં, તેવાં ખેલાડીઓને શો લાભ થતો હશે? એજ મૂળ જણાતું નથી. જગત, સ્વર્ગ થશે કે, નહિ ? તે કહેવાઇ શકાશે નહી અને એજ પ્રમાણે ચાલશે, તો ગરીબને પોતાની ગતિ કેવી રીતે ચલાવવા બનશે. વિંટમાં વિંટ વિંટલાયલી બને છે, ગુંચમાં ગુંચવાડો વધતો જાય છે, જાણે છે, જોય છે, તે ઉપરાંત, ત્યાંજ આ ત્યાંજ મંડ પડયા

રહેછે, એમાથી ઉધ્ધાર ક્યારે થશે? એ કોઈ જવાબ આપી શકે નહી. અને કોઈ જવાબ આપી ખુલાશો કરે, ત્યાં સુધી થોભાય પણ નહી. આજે આપણી નજર "વીરવિશ્રાંત" પર ફેંકીશું. વીરવિશ્રાંતના નામને બદલે, ઉલટ ભાવેજ રચના ચાલી રહેલી આપણે તો જોઇ વળ્યા. કોણ જાણે ભવિસ્યમાં શું જોઇશું?

આપણે, હમેશના વખત પ્રમાણે, રૂપસુંદરીને, પોતાની થાણુક જયાં કરી છે, ત્યાં, પ્રાર્થના માટે દાખલ થયલી જોઈ છે. આ બાઇ, હાલમાં. તે ઓરડામા રૂપાંના વાસણોમા પાણી ભરી, આસપાસ પુષ્પોનો સિંગાર કરી એક ચિત્તે ભકિત કરે છે, તે સિવા ત્યાં બીજું કાઇ નથી. તે ઉપરાંત ત્યાં બે બાજુએ ઘીના દીવાની રોશની બલતી રહે છે. પોતાની પ્રાર્થના પુરી કરયા પછી, તેણી બતીઓને, સલગાવેલી રાખે છે, અને જ્યાં સુધી ધી ખપે છે, ત્યા સુધી તે બળ્યા કરે છે. તેણી હમેશ મુજબ, એક બાજુમાં, ઢુટણ પર પડી ભણે છે. તેણીની આંખો બંધ છે. અને ભણવામા બહુજ લીન થઇ ગઇ છે. બારણું ઉંગડયું તેની પણ તેણીને ખબર નથી. ત્યાં, કોઇ ધસી આવ્યું છે, અને તે તેણીનો ધણી છે. નિત્યાનંદે આવતા વાર એક બતીને ફેંકી દીધી છે, ત્યા મેલેલી વસ્તુઓને ફેકી પગ ટળે દાબે છે, તો પણ રૂપસુંદરી કશું જાણતી નથી, એવી તેણી ભકિતમા મસ્ત બની છે. નિત્યાનંદ જરાપણ તેણીની પરવા કરવા વગર, બીજી બતી નાખી દે છે, અને કેટલાક વાસણોને ઉંધાં નાખી દે છે, હવે પુલોના સંગારને ચાપ મારવા હાથ ઉંચકે છે, કે કોણ જાણે કેની ઝડપે એક મસ મોટો નાગ ફુંકારા મારતો, તેના અર્ધ શરીર પર વિંટલાઇ જાય છે, અને પોતાની ગરડનનો લાંબો ફેણવાલો ભાગ

પોહલો કરી, તેના માથામાં ડંખ મારવા પહેલા જાણે નેમ લેતો હોય, તેમ જણાય છે, નિત્યાનંદના હોંશ કોશ ઉડી જઇ તે ગુંગલાતમાં ચીશ મારતા, રૂપસુંદરી જાગે છે, અને પળમાં જોઇ વલી, પતિને બચાવવા, બે હાથે, નાગની ડોક પકડી લીયે છે. આ બધુ એવી ઝડપે બન્યુ છે કે, લખાય એમ નથી. ડોકને પકડતા, નાગ તદનજ, નરમ થઇ જાયે છે, અને જાણે સતીના બળને નમી, તેણીના પતિને બચાવવાજ નમ્યો હોય, એવું રૂપસુંદરી માને છે. નાગને તદનજ નરમ થઇ જવાથી છુટો કરી એક બાંકોરાંમાં, તેનું મોઢું મેલી દે છે, અને, ત્યાંથી તે તરતજ ચાલી જાયે છે.

ધ્રુજતી હાલતે, નિત્યાનંદ ક્રોધમાં આવે છે, અને બખાલે છે; " આ બધાં ત્હારાંજ પ્રપંચ છે "

" જો પ્રપંચ પણ મેં કર્યા હોય, તો પ્રભુજીએ, તમને ઉગાર્યા, એજ મ્હારો હર્ષ માયો સમાયે જતો નથી, નાથ ! " તેણી એવાં તો ખુશીના અવાજમા બોલી કે, ખરેજ તેણી પતિના પ્રાણ બચવા માટે ઘણીજ આનંદ થઇ હતી.

" જો પ્રપંચ, ન હોત, તો, એને મારવા બદલે, તું દરમાં કેમ સેરવી દેત ! " તે બખાલ્યો.

" જ્યારે કોઇને કશું થયું નથી. પછી, નાહક, તે જીવને મારવો, એ કેવળ દુખને ઘરમાં લાવવા જેવું છે " તેણી બોલી.

" દુખ તો તુંજ ઘરમાં લાવી બેઠી છે" નિત્યાનંદ છેડાયો.

" કેમ લાવી છું ? તે બતલાવો, તો હું તેને કાઢી નાખવાં કોશેશ કરીશ નાથ " તેણીએ પુછ્યું.

"આ નાગને પાળીને. વળી બીજું કેમ ?" નિત્યાનંદ બોલ્યો.

" હું એ નાગની હરતી, પણ જાણતી ન હતી, જો કે

મ્હારાં ધ્યાનમાં એમ આવતું હતું, કે, હયાં હમેશ પુલોની વચમાં નાગ જેવું હું ખ્યાલતી હતી '' તેણીએ સમજાવ્યું.

"તું ખ્યાલતી હતી, કે ખરેખર જાણતી હતી " તેને ક્રોધમાં પુછયું "કારણ કે હું જ્યારે ખરેખર તેને જોવા જતી, કે તેવું કાંઈ પણ સ્વપને મને દિસ્યું નહી '' તેણી બોલી.

" એ બધાંએ ત્હારા ઢોંગ છે !" તેને ક્રોધ કર્યો.

" હું તો એમ કારણ જાણું છું કે, પુલોના વાસથી એ પ્રાણી આવી બેસતું હોય !" તેણીએ ખુલાસો કર્યો.

" ત્યારે મ્હારાજ અંગપર શિ રીતે આવે !" તેને પુછયું.

"વિના કારણે, કોઇને પ્રાર્થના કરતા સતાવતા, તેમ થયું હોય !" ગુલાબ ત્યાં બાજુમાં આવી ઉભી હતી તે વચ્ચે બોલી.

" મ્હારા ઘરમાં આવા ઢોંગ ચાલવા દઉં ?" તે છેડાઇ બોલ્યો.

" પ્રાર્થનાને ઢોંગ કહેતા હોય, ત્યારે તો, જમત ખરેજ અંત જોશે. આ બાઇની પ્રાર્થનાથીજ, તમારૂ આજે વણાઈ ગયું " ગુલાબે મક્કમ જવાબ દીધો.

" ના તો !" તે બોલતાં જરા ધ્રુજયો.

"એ તો બની ગઇ તે પર ખાલી મુજાયમત શી ખપની?" ગુલાબ બોલી.

" બ્હેન, તું નાથને ના ખીજાવ ! એમને ગમે એમ ધારવા દયો, હું તો ફકત્ મ્હારા સ્વામિ બચ્યાં છે, એજ જોઈ પ્રભુનો પાડ માનું છું " રૂપસુંદરી બોલી.

" ત્હારો પાડ, કેવો કાઢું છું, હવે જોશે ?" એમ બોલતો ધસ્યો બાહાર જવા ગયો, પણ કોણ જાણે પોતાના ધ્રુજતા પગથી આંટી લાગી કે શું, તેથી જે ઠોકડ ખાધી, તે

ત્રણ વાર લપેરા ખાઇ પડેલો બચ્યો, પણ ઉભેલાંઓની ખરેજ દયામાં આવ્યો.

"બાઇ, તમો, જરા મક્કમપણે ધણીને શિખામણ દયો, હવે, કાંઇ ઠીક થતુંજ નથી. ઘરમાં, કોણ જાણે શી આફત આવી છે, કે તદનજ ધાંડા બની ગયાં છે" ગુલાબે બળાપો કર્યો.

"ધીરી પડ, બ્હેન ગુલાબ! ધીરી પડ! શ્રી કૃષ્ણ ભગવાનજી સઘળું સમું કરશે, હોય, એ તો ઓત પછી ભરતી. તેથી કાંઇ આપણે અકળાઇ નહી જવું. શું થવાનું હતું, અને શું થયું છે! તે પણ વળી નાથ બચ્યાં છે, એજ મ્હારે જોવાનુ હતું, તે થયું છે, હવે બીજી ફીકર શા માટે! ચાલ મ્હારી સાથ ઓરડામા આવ" એમ બોલી હાથ પકડી ગુલાબ બાઇ સાથ ગઇ.

"ચંપા, ચંપા! આજે હુ ખરેજ બચ્યો" ગભરાતો ચંપા આગળ જઇ બેઠો અને બોલ્યો.

"કેમ, શું થયું પ્રાણ! આમ ધ્રુજોછો કાં!" તેણીએ પુછ્યું.

"ચંપા! શું કહું તુંને! હું તો અત્યારે મુંવોજ હોત, પણ, મ્હને, રૂપસુંદરીએજ બચાવ્યો" તેને ખુલાસો કીધો.

"તેણીએ બચાવ્યાં?" ચંપાએ પુછ્યું.

"હા, મ્હારા શરીર પર મસ મોટો નાગ વિટલાઇ ગયો, અને, એક ક્ષણુમાં મ્હને પોતાનો ડંખ, માથામાં મારતે, પણ બન્ને હાથે રૂપસુંદરીએ, તેની ડોક પકડી લીધી." તેને ખુલાશો કર્યો.

"એ શું બોલો છો?" તેણી પણ ગભરાઇ.

"જે છે, તેજ કહુ છુ" તે બોલ્યો

"ત્યારે, તો મ્હારે, એ પ્રાણીનો નાશ કરાવવોજ જોઇશે" ચંપાએ કહયું.

"કેમ કરશે ?" તેને પુંછયું.

"આપણે વાંસળી વજાડનારને બોલાવીશું, અને કોઇપણ પ્રકારે, તે પ્રાણીને બહાર કઢાવી મારશું !" તેણી બોલી.

"હા, એ યોજના ઠીક છે, ઓહો, મ્હને, તો એવુજ લાગે છે, વ્હાલી ચંપા કે જાણે મ્હારા શરીર ઉપરજ હજી છે" તેને કહ્યું.

"ના વ્હાલા એમ ના ખ્યાલ કરશો, એમ બોલી તેણી, નિત્યાનંદને બગલમાં લઇ, વ્હાલથી ચાંપતી બેઠી, પણ તેટલામાંજ, તેણીના બરડા પર કાઇ ચલવલ જેવું ચાલતુ હોય, તેમ ચોંકી ઉઠી "ઓહો, એ મને શુ થાય છે ?"

"કાં ! કાં ! તું કાં એમ કરે છે ?" નિત્યાનંદે પુંછયું.

"ના. કાઇ નહી" તેણી એમ તેમ જોતાં બોલી.

"પણ તું શું જોય છે ?" તેને પુંછયું.

"મ્હને એમ લાગ્યુ, કે, તે મહારા બરડા પર ચાલતો હોય !" તેણી બોલી.

"એ તો મેં વાત કરી તેથી, તુંને ખ્યાલ થયો" નિત્યાનંદે સમજાવ્યું.

"પણ મ્હારે એને જેમ બને તેમ જલદી મારી નખાવવો જોઇશે" ચંપાએ કહ્યું.

"ત્હારે ગમે તે કર ! પણ હું તો, એ ઓરડામાં જઇશ નહી" તે બોલ્યો.

"ના, નહીજ જશો !" એમ બોલી પટાવવા, અને લાડ કરી, તેનું મન વિસરાવવા લાગી.



# "સરળ સરિતા"

જ્યારે નિત્યાનંદનું, આપણે ચંપા સાથનુ નક્કી સેવટ જોયુ, ત્યારે, હાલમાં આપણુને એક ચિંતા થઇ છે, અને તે આ છે કે "સરળ સરિતા" જે અત્યાર સુધી સરળ હતી તે નદી આજે ઉભાય તેમ હતું. આસપાસના ગામડાઓ ઘણા ખરા બધાએ જોખમાયા હતાં. અને, તેજ પ્રમાણે કુળાવંતનો પણ હાલ ચોંકવામાં આવ્યો હતો, પણ સુભાગ્ય, તેટલા મેઘગજ અટકયો હતો પણ અટકવા સાથ ગામમા ગરીબોને નિભાવવાનો મોટો અંદેશો આવ્યો હતો. અનાજના ભાવનો ઉછાળો, ન ખમાય તેવો થયો, પણ સત્યાનંદ, અને શામણો પ્રભાપતિ અને રંભા જોડે, તેઓને બચાવવાજ મંડયા હતા. મોંઘા ભાવનો દાણો ઘણુજ સવલ દામે અપાયો જતો હતો, અને દરરોજ, તેઓના ઉપર આવતી ખોટ, તેઓની દોલતની પણ ઓત આણુતી હતી. પ્રથમ થોડા દિવસો ચિંતાતુર કાઢયા, જેટલું અપાય તેમ આપ્યું, ધીમે ધીમે, આપવાનુ થોડું ઓછુ કરવામા આવ્યુ, નહી કે, પૈસા ઓછા મલતા હતા તેથી, ના, તેમ તો હતુંજ નહી. સામું વગર પૈસે પણ આપવાનુ કર્યું હતુ પણ થોડુક આપવાનુ એમ ઠેરાવ્યું કે, કાલ લેવાનો હતો. પૈસા જે આવતા, તે અસલ કરતા ઘણુજ ઓછા, મલતા તથા નહી જેવા મળવા લાગ્યા. પણ શામલાએ, અને સત્યાનંદે, રામદાસ, અને બન્ને બાઈ-ઓની મદદ સાથ, ધર્મભાવેજ કામ કરવા ધાર્યું હતુ. દર

દિવસ વધતો હતો, તેથી સામેવાળાઓને મોજ પડતી હતી, જેમ જેમ દિવસો તાણના વધ્યા જતાં, તેમ તેમ, દુશમન છાવણીમાં હસાહસ થતી હતી કે અંતે બધાઓ, મુખ્ય નિત્યાનંદ, અને કૌટકરાવના ગોઠયાઓના હાથમાં સપડાશે.

"ચાલવા દેશો! શુ થાય છે જોઇશું" કૌટક પોતાના ગોઠયાઓ સાથે બેશી ટાયલા ચલાવતો હતો.

"હવે એ ઘણીવાર ન ચાલે!" નિત્યાનંદ બોલ્યો.

"ગઇ કાલેજ મેં સાંભળ્યું કે, કાઇ લીસ્ટ ફેરવવા માંડયું છે" કોઇએ વચ્ચે કહયું.

"હવે તો ઘણાએ ફાંફાં મારશે. દફાંશ તો એટલી મારતાં હતાં, કે આમ કરશું, અને તેમ કરશું. પણ ગઇજ કાલે એઓનો, એક વાયદો પાકયો હતો, કોણ જાણે ભરપૈ કર્યો કે? વાયદો, વધારાના વ્યાજે લંબાવ્યો છે? કાઇ જણાયું નહી" કૌટકરાવે સભા સમાજીઓને પુંછ્યું.

"તે તો પૈએ પૈ ભરપે થયો, મેં તે જાણવાની ભારે ખંત રાખી હતી અને, તે તો ચુકતે થયુ" કોઇએ જવાબ દીધો.

"થશે, હજી, થોડુંક ઘણું કાઇ હશે, તે થશે" કૌટકે ટકોરથીજ બોલવા માંડયું.

"પણ બીજી વાત તો એ સાંભળી, કૌટકરાવ શેઠજી!" બીજો કોઇ વચ્ચે બોલવા મંડયો.

"શું ભાઇ, શું સાંભળ્યું!" કૌટકે પુછ્યું.

"ઘરેણાં ગાંઠા વેચાય છે" તેને જવાબ દીધો.

"બધું એ વેચાશે, પછી શું વેચાશે?" કૌટકે પુંછ્યું.

"બાયડીએ વેચાશે" નિત્યાનંદ ક્રોધથી વચ્ચે બોલ્યો.

"એટલું બધું!" કૌટક અચરત થયો.

આવી તરાહની વાત બજારમાં ચાલતી હતી, અને સત્ય લડત કરનારાઓની આબરૂના બાણુ, તાણી ખેંચી લુટાવતાં, તેઓને લાજે આવટા ન હતી.

દિવસપર દિવસો વહી ગયા. બન્યું એટલુ કર્યું, અને, જેટલા નાણુા આપવાના હતાં, એટલા અપાઇ ગયાં.

"હવે આપણી પાસ કાંઇ રહયું નથી, નાથ !" પ્રભાપતિ ચિંતામા બેઠી.

"એમ ના બોલ !" સત્યાનંદે ધીરજ આપી.

"હુ કાંઇ ગરીબાઇ માટે, બળાપો કરતી નથી. હું તો બળાવો કરૂ છુ કે બીચારાઓને ઉગારવા આપણી પાસે પૈસા જે હતાં, તે ખર્ચી રહયાં છીએ, અને હવે આપણુને એક વાયદો પણ પુરો કરવાનો છે" પ્રભાપતિ ચિંતાતુર થઇ બોલી.

"તેમ આપણી પાસે, જે ખંડીયર લીધુ છે, ત્યા દાણો પણુ હજી ભર્યો છે, પ્રભા બ્હેન" શામળો બોલ્યો.

"તે બધુએ જતા, આપણુને ઘણો માલ જોઇશે, અને સાહુકારો, અને શેઠયાઓ તો, આપણી સામે મજબુત દાંત્યા પીંસી બેઠા છે" પ્રભાપતિએ સમજાવ્યું.

"તેની ફીકર, પ્રભુને હાથ ! આપણા, બે હાથો, અને ઉપયોગી હઇડું સાથે છે. બધુએ જતાં, મજુરી કરી પેટ ભરશું, અને ધીમે ધીમે, કોઇ દી પ્રભુજી બધુંએ સમું કરશે" સત્યાનંદે દિલાસો દીધો.

"આપણા કોઠાર માહેથી પણ થોડોક માલ તો ગયો છે તોપણુ હાલમાં બીક રાખવા જેવું નથી. કાલ કોણે જોઇછે ?" શામલો બોલ્યો.

"પણ નાથ, આપણે: થોડા દિવસ પર આવી પ્રગેલો

કબાલો, લેવા આવનાર ધણી કાઇ વધુ વ્યાજના દરે, ચોક્કે નહી, કારણકે ખબર મલી છે કે, તે તો દુશમન છાવણીનો મલત્યો છે, અને વળી ફજેતી કરવાનો વિચાર કરી રાખ્યો છે" પ્રભાપતિએ સાંભળ્યુ હતું, તે કહયું.

"ના, ના, તે શેઠયો મ્હને ગઇ પરમેજ મલ્યો હતો, તેને ખબર અંતર પુંછતા ઠીક રવેશે, મ્હારી સાથ વાતચિત કરી હતી" શામળો બોલ્યો.

"એ તો, તમને ભોળાનાથ જાણી ઠગી ગયો હશે ?" રંભાએ વચ્ચે કહયું.

"એમજ છે, શામલા ભાઇ, એમજ છે. બહેન રંભા કહેછે, તે બરોબરજ છે," સત્યાનંદે જવાબને ટેકો આપ્યો.

આવા ચિંતાતુર મામલામા દિવસો ગબડવા લાગ્યા, અને, અંતે પૈસા ભરપે કરવાના કબાલાનો વાયદો આવ્યો. વાયદો, આવતી કાલે બપોરના પાકશે, એમ તેઓથી સાંભળ્યું હતું, અને તેજ પ્રમાણે વખત આવ્યો હતો. આજે તે દિવસ હતો, જયારે સહવારમાં આઠ નવ વાગે, તે પૈસા લેવા, સાહુકાર આવનાર હતો.

સહવારથી ચિંતામા સઘળા બેઠાં હતાં, જેઓને મદદ મલી હતી, તેઓને જરાપણ ખબર ન હતી, કે, તેઓને ઉગારનારાઓ, આજે કેવાં હાલે અસ્ત પામતો સુર્ય દેખશે. છતા, સત્યાનંદ અને શામલો, આનંદમાં, બારણામાંજ બેઠા હતા—હજી વાર હતી, અને રંભા, રાધણમાં રોકાઇ હતી, સહવારમાં તેણી પાણી લેવા ખંડીયર બણીના કુવા પર ગઇ પણ થાડીક ચાલતા, તેણી થોભી, કારણ કે કોટકને દુરથી ત્યાં દીઠો—કોઇની મદદ માંગવા જાય, તેટલા તે શા દાવપેચ

રમે છે, તે જાણવું જરૂરનુ હતું. પાછળ પાછળ સંતાઇને ગઇ અને દુરથી, તેણી, એક ભાંગેલી ભિંતના ઓડા વચ્ચે નિહાલવા લાગી. થોડાંક માણસો આમ તેમ ફેરા ખાતા હતા, જગે જગે લાકડા મેલવામા આવ્યાં હતા, વચ્ચે વચ્ચે ટેલ જેવુ રેડવામાં આવતુ હતુ, એવી રીતે, તેઓ થોડાક ઢગલાં કરી રહયા હતાં, એમ કરી ઘણાક માણસો, પાછાં ફરયા હતા, એકલો કૌટકરાવ ત્યાં ભમ્યા કરતો હતો, કોઇની રાહ જોતો હોય, એમ દેખાતુ હતું. તેને એટલો દુર બેઠેલો જોઇ હિમ્મત રાખી રંભા એક ઢગલા પાસે દોડી અને, ત્યાં જતાંજ, તેણીને ધાસટેલનો વાસ આવ્યો. આ નિચનું કાળુ કરતુક પામી ગઇ, પણ ચપલ રંભા કોઇને મદદે બોલાવવા જાય તો, તેના કાળા કામની, દ્રષ્ટિ ન જોવાય, તેથી પોતેજ હિમ્મત કરી ને, વાસણમા પાણી ભરવા આવી હતી, તે વાસણમાં ધુળ ભરી, પેલા ઢગલાઓ પર નાખી, કે જેમા કૌટકે આગ સલગાવવા મથન કરયો હતો, અને અનાજનો કોઠાર સલગાવવા કસદ કરયો હતો. ઘણાક ઢગલાઓ ધુળથી ભરાયા હતા અને છેલ્લો એક રહયો ત્હારે રંભાપર કૌટકની નજર પડી, તે છેડાયો, અને આ વખતે, તેનું જોર ખરેખ ખવીશ જેવું નિવડવા, રંભાને લાગ્યુ. રંભા દોડી, તેની પાછળ કૌટક દોડયો, રંભાએ ઘણી ચિંટ આપી. ખંડીયરમાં હંફાવ્યો, અને જેમ જેમ હફાવતી, તેમ તેમ થાકતી હતી, સેવટે, એક ભાગેલા થાંભલાનોજ, તેણીની વચ્ચે આસરો હતો. આ થાંભલામા, એક જાડો સલ્યો હતો, તે પર કૌટકની નજર પડી, તે તેને ન જણાયલા જોરે ખેચ્યો, કે તે વડે રંભાને બરોબર થંડી કરી નાખે. હવે બન્યું, એમ જે, રંભાને ખબર

ન હતી, કે તેણી, તેજ ખંડીયરના આગલા ભાગમાં પોતાનો પતિ અને સત્યાનંદ બેઠાં હતા, આખરે મ્હારા ખેંચટાણે સલ્યો નિકલ્યો, તે થોડીજ પળે, સત્યાનંદ અને શામલાના, પેલા સાહુકાર સાથના ગરમાગરમીના મોટા અવાજો તેણીને કાણે પડયાં. આથી તેણીએ બુમ પાડી "વ્હાલા નાથ! વ્હાલા શામલા, ત્હારી પત્નિને સંભાલ, તેણી પર આફત આવ્યુ છે" આ બોલ સત્યાને કાને પડતા, તે સાહુકારની વાતચિતમાં થોભ્યો, અને શાદ આવતા બોલ્યો "શામળા, સંભાલ! રંભા બહેનનો આ અવાજ છે," તેઓ દોડયા અને જેવા તેઓ આબાદ ત્યાં આવી ચઢયા કે તેજ પળે સલ્યો નિકળ્યો, અને કૌટક સામો થાય, તે પહેલા, સઘળાં બોલી ઉઠયા "ઓ કૃષ્ણ ભગવાન! ત્હારી શી મ્હાનતા! એ, આ શો ચમત્કાર! ઓહો! કૌટકરાવ તો આજે આપણને માટે દેવતાઈ કામ કરી રહયો છે."

હા, પ્રિય, વાંચક, આ તો શ્રી કૃષ્ણજીનોજ ચમત્કાર હતો, કારણ કે સલ્યો ખેંચતા પેલો થાંભલો સડેલો હતો, તે ભાગ્યો અને મહીથી, હજારો અનાથોને આસરો આપનારો ઝરનો ખજાનો મલ્યો. જય! જય! એમ ત્યાં પુકાર થયો! પણ રંભાએ તે કૌટકની મકસદ જાહેર કરી, અને તેને પકડાવ્યો.

"ના, ના, રંભા! એને જવા દે! એનું કૌતક ફાવ્યું નથી, આપણી ખુશાલીનો પાર નથી. આપણને શ્રી કૃષ્ણ ભગવાનજીએ, કેવાં ઉગાર્યા, તેની ખુશાલીમાં, એને જવા દે!" આપણે સઘળાં પૈસાની ચિંતામાં હતા, અને કૌટક જો કે આપણું બુરૂં કરવા આવ્યો હતો, પણ એના બુરામાં શ્રી કૃષ્ણ ભગવાનજીએ આપણે સારા વાણા દઈ વર્તાવ્યા છે." શામલો બોલ્યો.

"જેવી નાથની કીપા!" રંભા બોલી.

સઘળાઓએ, રંભાના સંવાદ પછી,તેણીને ઘણીજ વધાવી. કાળને સુખવાસમાં ફેરવાયલો જોયો. ત્યાં તમાશો જોવા આવ્યા હતા, તેમાં નિત્યાનંદજી કાંઇ ઢોંગ કરી, સત્યાનંદ માટે દલગીરી જાહેર કરવા આવ્યો હતો, તે પાસું બદલાયલું જોઇ ડગી ગયો.

આ ઉપલો રંગ ઉડયો, તે આપણે જોઈ વળ્યા, પણ ઉપદેશ શો લેવાનો છે? કે, "કોઇ ધારે શું, અને હરી કરે શું?" કયાં સાહુકારોની કાઇ વખતની રચાયલી બાજી! અને આજે કયાં ગઇ તેઓની ગણત્રી? હજીપણ વખત છે, તેટલા ચેતવાથી, ભલાઇના ખેતરો ખેડાશે, ચેતો સુજ્જન ભાઇઓ, ચેતો! જગના આ ખેલ. આખેર સત્યનો જય છે. સરળ સરિતા, ખરેજ સરળ રહી છે. પણ જ્યારે, આપણે, રંભાની કુનેહ અને ચપલાઇથી, જે અંત જોઇ વલ્યા છીયે, તે પરિણામ પછી, ત્યાં ખુશાલી પ્રસરી રહી છે. શામળાએ, કૌટકનું લગનનું ચોકઠું પાંસરૂ કરી દીધેલું, આપણે વાંચ્યું, તેમ, શામળાની પત્નિ, રંભાએ પણ, જાણે દૈવી પ્રકારનોજ નાદ ગજાવ્યો લાગે છે, ગમે તે કહો, પણ, આ તો ચોકકશ છે કે "હરી તો સદા સાચને રે ઉગારે,"

### ભુજંગી છંદ

ગમે તેમ ધારે, ગમે તે વિચારે
ગમે રંકને તું દુખોથીજ ભારે
ગમે લુંટ મારી વળી લાત મારે
હરી તો સદા સાચને રે ઉગારે—

ભલે દૈવતો હોય પાસેજ ભારે
ભલે સંતતીમાં ફરે જોર લાડે
ભલે તોરથી આપશે ત્રાશ ભારે
હરી તો સદા સાચને રે ઉગારે

ખરી આસ રાખે ખરી તુંજ બારે
ખરી વાસનામાં જપે શુભ સારે
ખરી દાઝ તું રંક માટે વિચારે
હરી તો સદા સાચને રે ઉગારે=( હરસીસ )



## કાળનો કેહર.

અંતે હાર ખાઇ, કૌટક નિચી નઝરે, પોતાને ઘર વળ્યો. રસ્તામાં, તે ઘણોજ ખિન્ન થતો ચાલ્યો, અને એવો પશેમાન થવા લાગ્યો કે, ગર્જના તથા વાંદળા ઘમઘોર બન્યા હતા, તેનું ભાન પણ ન હોય તેવુ લાગતુ હતુ. વિઝળીના ધડાકા અને કડાકા પાછા પુર જોરથી સરૂઆટ કરી રહયા હતા અને ધડાકા પર ધડાકાઓ એવા જોરથી થતા હતા, જે, કૌટકને ભાન આવ્યું કે ધરતી, તેને ચાલવા દેવા વટીક માંગતી ન હતી. વરસાદ પરવા માંડયો. તુફાન વધવા માંડયું, અને વહેલો વહેલો પોતાના ઘર દોડયો, પણ દુરથી તેને પોતાના ઘરની આગળ પાછળ લોકના ટોળાને, વરસાદમાં ભિનાતા છતાં જોયા. કોઇએ ત્યાં બુમ પાડી "લ્યો કૌટકરાવ પોતેજ આવતા જણાય છે."

"શું છે ભાઇ! શું છે! જરા કહેશો?" તે ગભરાતો બોલ્યો

"અરે ભાઇ, તમારા કોઠારના છાપરા ઉડી ગયા છે, અને, ધોધમાર વરસાદ પડયો સઘળો માલ ભિંજવે છે" કોઇએ ખુલાશો કર્યો.

"ઓ બાપા! આ શું થયું?" તે રડવા લાગ્યો

"ત્હારૂ કપાલ! તને કેટલી વાર ના પાડી, કે પેલા મુંજી નિત્યાનંદની સલાહ પ્રમાણે ન ચાલ! હવે આ જો!" જીવીબાઇ, ક્રોધે ચઢીને બખાલવા લાગી.

ઘર એવી રીતે પડયું હતુ, કે મહી કોઇથી જવાય નહી, ઘણાકોને વિનંતી કરી, પણ કોઇ, બાજુ બાજુનો માલ ખસેડવામાં પણ કામ લાગ્યું નહી. વરસાદતો કહે કે, કૌટકનુ કાટલુંજ કાઢું, અને કૌટકના હાલ દયા આણવા જેવા થઇ પડયા.

"હવે હયાં ઘરમાં ચાલ! બળી ગયું ત્હારૂં વ્યાજ, અને વટાવ! જે હતુ, તે શુક્ર કરી ખાતા તને કોણ મના કરતું! જો હયાં આટલા બધા જુએ છે, તને કોઇ મદદે આવે છે, ઇશ્વરની લાકડીનો અવાજ નથી" જીવીબાઇએ કૌટકને ઘસડી અંદર લીધો

"અરે પણ હું શું જાણું જીવી! કે મ્હારો જીવ જીવન ગારો લુંટાશે?" તે રડતો બોલ્યો.

"જેવો આપણો તેવોજ બીજાનો! તને કેટલીવાર કહી વલી કે નિત્યાનંદની સંગત છોડ, તેણી સતી રૂપસુંદરીની હાય પડશે, તે હવે જો, અને રોયા કર!" જીવી ખીજવાઇ બોલી

"હવે હું લુટાયો, મ્હારો નસીબ! હું કુટાયો, હવે મ્હારા પૈસા કેમ મેળવીશ?" એમ હાય અફસોસમાં ઘાંડો જેવો, ઘરમાથી ઓટલાપર અને ઓટલાથી ઘરમાં દોડતો રડવા લાગ્યો.

"બેસ! એક કોરે બેસ!" જીવી બોલી અને પતિને પટાવવા લાગી "શું છે, કૌટકરાવ. શાનો રડે છે?" નિત્યાનંદ ત્યાં આવી ચઢયો.

"ત્હારૂ કપાળ રડે" જીવીએ વચ્ચે જવાબ દીધો.

"ત્હારૂ મોઢું સંભાળ!" નિત્યાનંદે દમ કર્યો.

"ત્હારી એવી ધમકી છોડ! નિકળ મ્હારા ઘરથી, આ ઘડીએ બહાર જા! અમને ત્હારૂ મોઢું જોવાનું નથી" તેણી ઘણી છેડાઇ.

"ચાલ, હવે પાંસરી અંદર જા, ના તો બેવડી કરીશ" તે બોલ્યો.

"એટલું બધું! " એમ બોલી ઘરમાં દોડી, અને ઝટ દોડતી બાહાર આવી, સતોસત, ચાબકા નિત્યાનંદને બધાની રૂબરૂમાં લગાવી કાઢયા. ફજેત અને રૂસવા બની ગાફેલ જેવો, દુર નાઠો અને બીજાઓ આડા પડી તેને બચાવ્યો. "નખ્ખોડ ગયા, ગરીબના ઘર કુંટાવવાના કામો કરે છે. અમારૂ ઘર ભાજ્યું! ખોટી સલાહ આપી, આ મુરખને બનાવી, પોતાની બાજી રમતો હતો, તું મ્હારી સામો આવ! લાગ ફાવશે તો નાખજ કાપી લઇશ. પછી ભલે સરકાર મને શિક્ષા કરશે તો-" ઇત્યાદી બોલવા લાગી.

રૂસવા થઇ, નિત્યાનંદ ભારે ક્રોધ સાથ ઘરે ગયો, જોકે, હવે હૈડામાં તેને ડંખ જેવું લાગતું હતું. અને આપણે જોઇ વળ્યા તેમ, તેનાદરેક કામમા, આ છેલ્લા પ્રસંગોથી હાર મળતી હોય તેમ તેને જણાયું.

* * * *

જ્યારે, આપણુ ધ્યાન, રંભાના અતિ ઉત્તમ કાર્યો પર રમેલું હતું, જ્યારે ત્યાંથી, આપણે કોટકના ઘરનો મામલો જોઈ વલ્યા, ત્યારે તેજ સમયની આસપાસ "વીરવિશ્રાંતમા" શું થઇ રહયું હતુ, તે જાણુવા જીજ્ઞાશા રાખીશુ. આપણી નજર ત્યાં ફેકટાં થઇશુ તો ચંપાને કોઇ ગારૂડીઓ સાથે ઘણીજ આતુરતાઇમા વાત કરતા જોઇશું.

"તમો જે કામ પર આવ્યાછો, તે આગળ તમે તમારી સઘળી તૈયાર કરી છે કે?" ચંપાએ પુંછયું

"અમોને તે બાઇનો, ઓરડો કે જ્યાં, તમો કહો છો કે, નાગને તેણીએ પાળીને સંગરયો, છે, તે દેખાડો" પેલાંઓએ ઓરડો જાણવા માંગ્યો

"થોડીજ વારમાં, તે બાઇ પોતે, બહાર જશે, અને વાડીમાં ફરશે, તેજ સમયે, તમો તમારૂ કામ કરજો. પણ મ્હારે જાતે, તે જોવું છે, અને તેને મારશો તે પહેલાં, તે કેટલો મોટો છે, તે જાણવાનું છે. મ્હારા પતિના કહેવા પ્રમાણે તે નાગ મોટો છે. પણ પ્રથમ તમે તે પ્રાણીને કેમ શોધશો?" ચંપાએ સવાલ કર્યો.

"અમારૂં કામ અમે કરીશું, તમો બેફીકર રહેશો" તેઓ બોલ્યા "રૂપસુંદરીબા, હવે વાડીમાં ગયાં છે, ચંપા બહેન!" કોઇ નાની છોકરીએ આવી, ખબર આપી.

"ઠીક તમે ચાલો, તે ઓરડા આગળ આપણે જઇશું" એમ બોલી ચંપાએ પણ પોતાના હાથમાં એક લાકડી લઇ લીધી, ફકત પોતાના બચાવ માટે.

તે ઓરડાનું બારણું જોરથી ઉઘાડયુ, અને ઉંબર ઉપરજ પેલાઓ કાંઇ વાંસલી જેવુ વગાડવા લાગ્યા, ઘણો વાર નિકળી ગયો આસપાસ તપાસ્યું પણ કાંઇ નજરે પડયું નહી. આખરે ઓરડામાં શોધ કરવા બધા ગયાં, ખુણે ખુણે, જોવા લાગ્યા જ્યારે ચંપાએ ફુલોના સિંગારમાં નજર નાખી કે બરોબર વચ્ચે વચ ફેણ હાલતી જોઇ. તે જોતાંજ તેણી ચીસ પાડતી બહાર પડી પણ તેજ વેળા પેલો નાગ ઉછળ્યો અને એક તડાકે, તેણીની પાછળ, સઘળાઓના ગભરાતમાં દોડયો. તેણી છેક પોતાના ઓરડામાં દોડી, અને પાછળ ફરી જોતાજ, તેણીની સામેજ આવતો જણાયો. બચાવને ખાતર તેણીએ ગભરાતમા લાકડી મારી, પણ

નેમ ઠારી નહી, અને સાપ તેણીના બદન પર વીંટલાઇ ગયો. પાછળ આવનારાઓ માહેથી એકાદ ફટકો સાપ પર પડયો હતો, પણ તે મરણ તોલ ન હતો. ચંપાના દિલપર વિંટલાતાં, ગભરાતમા તેણી ફસડાઇ પડી, અને જમીન પર લાંબી થઇ ગઇ, પણ સર્પે અતિ ક્રોધ, જેવા રોષે, ત્રણ ચાર વેળા ડંખ, તેણીના કપાળ પર લગાવ્યા, જ્યારે બીજાઓએ પાછળથી નાગ પર ફટકા માર્યા. સેવટે, ચંપા તરફડતી, ખેંચતાણ કરવા પડી, અને ઘણીજ દયા ઉપજાવે એવી ત્રાસ ખમી, સમી ગઇ, જેના ઉપર સર્પ પણ સુવેલો વિંટલાઇ પડયો હતો. આજ સમય, ક્રોધ અને દુખમાં ગરકાવ થયલો નિત્યાનંદ આવી ચઢયો. બધાઓની વચ્ચે જઇ જોતાજ તેની છાતી ફાટી ગઇ, અને બોલવુ સુજ પડે નહી, તેટલાં દુરથી રૂપસુંદરીને આવતા દીઠી, તેવોજ ક્રોધ કરી તેણીની સામે તેણીને મારવા ધસ્યો, પણ કોણ જાણે કોણ દેવતાએ તેને એવી વીટ આપી કે, તેને જે ઠોકર લાગી, ત્યાંથી જે પડયો અને, તેજ આંચકા સમેત પાછો, ઉઠતા, એવો ઝીંકાઇ ગયો કે, નકસીની એક ટેબલ આગલની, તિક્ષણ અણી તેની પગની કોણીમાં લાગી, લોહી લુહાન થઇ પડયો, અને બેભાન થયો.

રૂપસુંદરી બધુ એક પળમાં જોઇ વલી, અને અતિ ધીરજ રાખી, પતિને બચાવવા કામે રોકાઇ. બેભાન અવસ્થામાં, તેને ઉંચકી સારા પલંગ પર સુવાડયો, અને વૈદ આવે તે પહેલા સારી માવજત કરી પગ બાંધયો.

" પગ ઘણોજ જોખમાયો છે બાઇજી " ગુલાબે રૂપસુંદરીને કહયું

" જેવી ઇશ્વરની ઇચ્છા !" રૂપસુંદરી ધીરજ રાખી બોલી.

બેભાનીમાં તાપ ચઢવા માંડી; અને વૈદ આવે તેટલા જોવા જેવું થઈ રહયું હતું. અંતે વૈદ આવ્યો, અને બારીક તપાસ કરી તેને કહયું, "કે શેઠજીને ઘણો બારીક સમય પસાર કરવા જેવું થયું છે"

"તમારી જેમ મરજીમાં આવે, તેમ બીજા વૈદરાજની સાથે મદદ મેળવશો અને, તમારાથી જે કાંઇ બનતું હોય તે તરતજ કરવા, તમોને સોપું છું" રૂપસુંદરીએ અતિ ધીરજથી વૈદને ફરમાવ્યું.

"વારૂ રૂપસુંદરી બાઇ, અમારૂં બન્યું કરશું" વૈદે કોઇ માણસને ચિઠ્ઠી લખી મોકલાવ્યો, અને પોતે ત્યાંજ રહયો.

"હુશીયારી આવી નહી, અને જ્યારે આવી ત્યારે બેભા-નીજ સારી હતી," એમ સર્વે કોઇ બોલતું હતું.

ચંપાના દયાજનક સ્થિતિપર સર્વ કોઇએ દયાનો ઉદગાર કાઢતા પણ, વચ્ચે વચ્ચે બડબડવા માંડયું. આપણે એ, જીવથી રહીત થયેલા હાડ ઉપર હવે કોઇપણ જાતના શબ્દોનો નાદ ઉચારીશું નહી. ફકત આપણને એટલુંજ લાગેછે, કે આમાં કોઇ દેવતાનોજ હાથ હતો–તેણી, સેવટની નિંદ્રામા, મોટી મોટી ઉમેદો અને હોંશ, હૈડામાં રાખી ચાલી ગઇ છે, પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો! તેણીના દેહ ઉપર રૂપસુંદરી બાઇએ લાયક રીતે વર્તણુ કરી ક્રીયાકામ કર્યું છે, અને સેવટની શાન્તિમા લઇ જઇને મેળવા અગાઉ, સૌએ આશા રાખી હતી કે શેઠ નિત્યાનંદ સેજદો કરશે, પણ તે બન્યુંજ નહી. નિત્યાનંદની બેભાનીમા સઘળું વગેસગે કરવામાં આવ્યું. અને ચંપા, આ ફાણી દુન્યાના ફાણી ઢોંગની હાનીમાંથી સદાની ગઇ છે–

**કોઈપણ દિને ઠાર છે—ત્હારી જીંદગી જોત**
**માટે જીવન કાળ સમે—ના કર સતની ઓટ!**




વૈદોની ભારે રંજ, અને ખંતીલી ઝહેમતથી લગભગ ચાલીશ દિવસની તાવની ભયભિત બિમારી ભોગવી, નિત્યાનંદ, પોતાના શરીરના, હવે ઓળામાંજ પડયો હતો–વાતચિતમા સિધ્ધા સવાલ જવાબો આપવા જેવી તેની યાદદાસ્ત હતીજ નહી, પણ રૂપસુંદરીએ, પોતાની ભકિત અને શકિત, પોતાના વ્હાલા પતિની જતન અને માવજત કરવા રાત દિવસ રોકી હતી. તે ગમે એવી પતિની અકળામણુમા, પણ સ્વસ્થ અને સાવધપણે ફકત આતુરતાઇથીજ શ્રમ લેતી હતી. આવતા જતાં, અને ખબર પુછાવનારાઓને ઠીક રીતે જવાબ દેતી હતી. તે ઉપરાંત, તુલશીદાસ અને ચંપાની દિકરી લક્ષ્મીની જતન, એક બેમુલ રત્નને જેમ જાળવે, તેમ કરતી હતી.

એવી ચાલુ ઝહેમત છતાં, તેણીને થાક યા ઉદાશી, જરાએ ન હતી એમાંજ ઘરના બીજા બધાઓ અજબ રહેતાં હતાં. લગભગ ચાલીશ દિવસ પસાર થવા પછીની, એક સહવારે, જ્યારે રૂપસુંદરી, પતિના પલંગ પાસે બેસી, પતિની જરાપણુ જાગૃણુ વખતની કશી પણુ તાણુને પુગી વલવા ફીજે બેઠી હતી, તેટલા નિત્યાનંદે, આખો ખુલ્લી ઉગાડી, અને નાતવાન હાથ ધીમે લાંબો કરી કાંઇ લેવા જતો હોય, તેટલા, ઝટ રૂપસુંદરી ઉઠી અને હાથ ઝાલી બોલી “ પ્રાણુનાથ, કાંઇ જોઇએ છે !”

"કોણ, વ્હાલી રૂપસુંદરી!" આજેજ તે લગાર ધીમેથી બોલ્યો, અને, તે પણ વર્ષોથી ભુલેલા નામના શબ્દે વધાવતાં!

"હા પ્રાણનાથ, હું છુ" તેણીએ હાથ પસવારતાં જવાબ દીધો.

"રૂપસુંદરી, રૂપસુંદરી, મ્હને માફ કરશે! મ્હારી છાતી પર ભાર થાય છે" તે બોલ્યો.

"વ્હાલા પ્રાણ, આપે એવું તે શું ભારે કર્યું, કે હું દાશી થઇ, તમને કાંઈ પુંછી શકીશ. ના એમ ના બોલશો" તેણીએ પસવારતાં જવાબ દીધો.

"ના, એમ ના બોલ! મેં, આ લાંબી માંદગીમાં ઘણું જોયું. મ્હારૂં ભાન હતું, પણ બોલવા મ્હને, કોઇ અટકાવતું હતું, મેં તને ભારે દુઃખ કરયુ, તેની આ સજા! રૂપસુંદરી, ત્હારૂ રૂપાળું કદ, મને આજે જુદુજ લાગે છે, બેસ, વ્હાલી બેસ!" તેને હાથ પકડી પાસે બેસાડી.

તેણી બેઠી, અને તેમ કરતાં, તેણીના ચક્ષુમાંથી નિર ખર્યાં.

"વ્હાલી રૂપસુંદરી, તું રડે છે" તે બોલ્યો.

"ના પ્રાણનાથ, હું તમારી નાશક્તિ માટે રડુંછું, કે તમને કેવી વેદના થતી હશે, એ મ્હારૂં દૈવત તમને આપી શકિત હોઉ?" "તેણીએ કહયું.

"ત્હારી છુપી શકિતએજ મને બચાવ્યો છે, એ મ્હારૂ કાળજુ સિધ્ધ જાણે છે. પણ રૂપસુંદરી ત્હારે માથે, ઓહો, હું શું જોઉછુ?" તે ચમકયો

"પતિ, મ્હારે માથે વાલ સીવા કશુંએ થયું નથી." તેણીએ જવાબ દીધો.

"ના, મેં ખરેજ જોયું" તે બોલ્યો.

"શું જોયું, વ્હાલા સ્વામિ, કહોને?" તેણીએ પુછ્યું

"એક સર્પ, પોતાની ફેણ પ્રસારી રહયો હતો, પણ હવે નથી" તે બોલ્યો

"એ તો, તમને આગળી વાત યાદ આવતી હશે સર્પને તો, બધાએ, માર્યો. હવે કયાંથી હોય!" તેણીએ ખોલાશો કર્યો

"ના રૂપસુંદરી, ત્હારી મતિ ફેરવાઇ છે, તે ફેરફાર સાથેજ આજે હું બચ્યો છુ. પણ મ્હારાથી ઉઠાતું કેમ નથી? મ્હારો પગ કેમ પડી રહયોછે" તેને અકળાઇ પુછ્યું

"વ્હાલા પ્રાણ, અકળાશો ના! ધીરજ રાખો! તમે વધુ ના બોલશો, તમારી તબીયેત નરમ હોવાથી શકિત બહુજ ઓછી છે, તમે ચિંતાનાં કરશો! તમારા પગને મલમપટો કરયો છે," તેણીએ સમજાવ્યું

"શું, તે હવે ઉચકાશે નહી? મને ખરૂંજ કહે રૂપસુંદરી! તું મ્હારાથી ના છુપાવ! કારણકે, મ્હારો ફેંજ જે હોય તે જાણી લેવામાંજ મ્હારી ચિંતાની અગ્નિ નરમ થશે." તે બોલ્યો.

"સ્વામિ, તમારો પગ જન્મનો રદ થયો છે, અને તમારી સારી સ્થિતિ થતાં, કાપવો પડશે?" તેણી ભારે દુખી થઈ બોલી

"કાપવો પડશે! કાપવો પડશે! હા, હા, ત્યારેજ હું સુધરીશ" તે મનથી ખિન્ન થવા લાગ્યો.

"ના સ્વામિજી, એમ ના બોલશો! એવું તે તમે શું કર્યું, કે બીજાઓ નથી કરતા!" તેણીએ ધીરજ આપી.

"મ્હારી ચાલની શિક્ષાને હું પાત્ર છું. પણ, તે છતાં

ત્હારી મ્હારા ઉપરની ખરી જતનથી હું ખુશી બની, મ્હને ભાગ્યશાળી સમજુછું, પણ તને મ્હારે માટે કેવી વેદના થશે !" તે બોલ્યો

"વેદના, તે કાંઇ હોય ! ચાલો, એ વાત માંડી વાલો, મેં વૈધરાજના હુકમ છતા, ઘણીવાર વાત કરાવી, હવે, કાંઇ ચા પાણી લાવીશ" તેણીએ વાત ફેરવવા માંડી.

"ના, રૂપ, રૂપાં ! રૂપસુંદરી તું હવે, મ્હારી આગળથી ના જતી, આવ મ્હારી ગોદમાં આવ ! મ્હારી ભુંડી ચાલને માફ કરી મ્હને ભેટ. જે પછીજ તને જવા દઇશ" એમ બોલી, પતિને ઘણો વાર સુધી પેટમાં ચાપી અને અતિ વહાલથી ભેટી રહયો—આજ પળે ગુલાબ, મહીં આવતી હતી તેણી દુરથી, આ બનાવ જોઈ તાજુબી કરી, અને ત્યાંથીજ ઓવરણા લઇ બોલી "જય ! જય ! શ્રી કૃષ્ણભગવાનજીની જય ! મ્હારી વ્હાલી શેઠાણી આજે પતિના હેત સાથે સતીનો સિંગાર પામી રહીછે ! પ્રભુ તમને ઘણું જીવાડે !" ઓહો ! હયાં કોઇ ચિતારો હોત !




હાલમા, જ્યારે આપણે વાર્તા આગળ ચાલેલી જોઇશું ત્યારે વીર વિશ્રાંતમા ઘણા ફેરફારો થઈ રહયા છે, નિત્યાનંદ, પોતાની વ્હાલી રૂપસુંદરીના ખભાંપર હાથ ટેકવી બીજે હાથે લાકડી ઝાલી, ખોડંગતો ખોડંગતો ચાલે છે, તેનો

પગ સદાનો ભારે દુખ, આપતો થાય, તેને બદલે ગુડણમાંથી કાપી, બીજો બનાવટી પગ કરવામાં આવ્યો છે. આજે તેઓ મેંડીએ બેસી વાત કરેછે. જ્યાં રૂપસુંદરીએ, પોતે કેવી આફત લાવવા માંગી હતી, તથા, તે માહેથી પ્રભુએ કેવી રીતે તેણીને ઝેરી પ્યાલાની સંગતમાંથી બચાવી હતી, તે બાટેની યાદ કરાવતી હતી.

"રૂપસુંદરી, તું એ જે દુખ ખમ્યું, તે બરોબર, આ રૂડા વખતને કાજેજ હતું. તું તે વેળા મુંઇ હતે, તો મ્હારા હાલ કેવા હતે ? આજે, મ્હારા પગને ભોગે, પણ મ્હારા દેહમાંથી તુંડીનો પવન, તુંએજ ફુંકાવી દીધોછે, દુન્યા મ્હને ત્હારી સંગાતમાં, સોનેરી સાજમા મ્હાલ્ય જણાયછે. વ્હાલી સ્ત્રીમાં આટલો ઉંડો સુખ ભાવ છે, તે મેં જાતે અનુભવ્યોછે.

ભલી, રૂડી વ્હાલી સ્ત્રીની સાથમા, પ્રેમાળ ગઢનો કિલ્લો છે, રૂડી વ્હાલી સ્ત્રીની સંગાતમાં શિવ, અને શંકર, પ્રભુ, અને વિષ્ણું જેવા દેવતાઓના આનંદ જેવો આનંદભાવ રમી રહયોછે, વ્હાલી સ્ત્રીની સત્ય સેવામાં, જાણે "સત સંગતમાં" રંગ ઉડયો છે, જાણે બ્રહમાંડમાં નવિન પ્રકાશ ઉગી મળી રહયો છે. હું જોતો હતો, તેમજ જોઉંછું છતાં, ત્યાં, નવિનતા ! હું સાંભળતો હતો તેમજ સાંભળું છુ. છતાં, ત્યાં શાંત, અને શિથિળતા ! હુ ખાતો હતો, તેમજ ખાઉંછુ, છતાં થોડામાં, ઘણો સંતોષ, સાડાઇમા, શ્રેષ્ટ મન ભાવનો સ્વાદ થાય છે. મ્હારી રગમાં, ત્હારો પ્રેમ વશે છે, કે, વિશ્વનાથનો યા, ત્હારી રગોમા, કોણ વસે છે, વિશ્વનાથ, કે હું ? યા વિશ્વનાથ, હું અને તું, બધાં એકજ થયા કે શું ? આ બધાએ ચમત્કાર, મ્હારી માંદગી પછીની હાલતથી શરૂ થયો.

હા, માંડગીમાંજ, જાણે હું નવિન દુન્યાના નવિન અને સોનેરી હરફે લખેલા પાઠો જોતો રહ્યો, અને ત્યારેજ, મ્હારા હૈડાપર પડેલાં કાળા ધાંભા, મેં જોયાં, હું, ગભરાઈ ગયો હતો, અને ધારતો હતો, કે હું સદાનો મૌતમા, યા, અંધકારમાં રહીશ, પણ ના, તેમ, થવાનું હતું નહીં. તું, **વ્હાલીની પરોશમાં જાગ્યો."** નિત્યાનંદ મધન મધન થઇ બોલ્યો.

" વ્હાલા પ્રાણનાથ, જે કરે છે, તે નાથ કરે છે. આપણા ધરનાં, ભારે કિંમતના ડાગીના, જોકે આપણે કાઢી નાખ્યા છે, ભારે કિમ્મતના પોષાક અને આભુષણો આપણે ગાળી નાંખ્યા છે છતાં, તું વ્હાલા પતિની, મ્હારે જાતે હાથે કરવામાં આવતી સેવા, મ્હારા, અને તમારા માણુસ મજુરોથી થયેલી સેવા કરતાં ઘણીજ વ્હાલ આપનારી થઇ પડી છે. અને એ બધુ કેમ થયુ, વ્હાલા પતિ !" તેણીએ પુછયું.

" તું વ્હાલીએ મ્હને જણાવ્યું છે, કે " કૃષ્ણકૃત " નામની ચોપડી વાંચવાથી, આ મ્હારો ભવ પાર પડયો." નિત્યાનંદ બોલ્યો.

" અને તે ચોપડી માટે ધ્યાન ખેંચનાર,ને આપ ઓળખો છો ?" રૂપસુંદરીએ પુંછયું.

" ના !" તે બોલ્યો.

" આપણા ગુણીરાજ ! જેને આપણી ઉપર જીંદગીનું જાગૃણુ " નામનો વિષ્ય મોકલાવ્યોછે. સત્યાનંદ અને પ્રભાપતિના શિક્ષક ગુરૂ, જેને મ્હને, અતિભારે રંજ લઇ, આ મતિમાં આણી છે, તે આજે આવનાર છે, અને મ્હારા પ્રાણુનાથને ભેટનાર છે" રૂપસુંદરી હર્ષથી બોલી.

" ખરેજ, એક રૂડો આત્મા, કેવો ભલો, અને રૂડો ભાગ બજાવે છે? પણ રૂપસુંદરી, હું એમ પુંછીશ કે, બીજા બધા, એ રૂડા માર્ગે ચાલવા કાં પ્રયત્ન નથી કરતા ?" નિત્યાનંદે પ્રસ્ન કર્યો.

" જેણી દ્રષ્ટિ સાથ, આત્મિક દ્રષ્ટિ મળે, ત્યારે, તેને તેવું સુજ પડે. જ્યાં સુધી હું એમજ ધારતી હતી, કે સર્વોપરી હુંજ, બધા પર રાજ્ય અમલ કરવાની સરજત લાવીછું, ત્યાં સુધી મ્હારો ગર્વ વધ્યો, અને જ્યારે મ્હને, મ્હારા મનથી ઉલટું થવા માંડ્યું, ત્યારે, બેચેનીમાં હુ 'મુઝાઇ, હવે, એ મુજવનમાં, મ્હારા મનમાં " અગ્નિ ? " ચઢવા માંડી, અકળામણ, અને નિરાશીમાં ફાંસી ખાઇ, કાઇ " નવિન હોશમાં" આગળ વધવા માંડી. ન જોયલું જોયું, ન અનુભવેલું દીઠું, ન હિણુપરતી ખમેલી, ખમવામાં આવી, અને " હું અને તુ "ની જાણમાં, એવી આવી ચઢી કે, જીંદગીમાં એકજ સાધણુ ગયું, એટલે જીવમાં અધીરાઇ થઇ પડી, અને, તેવું સુખ નઝર સામેથી લુટાય છે, એમ ધાર્યું કે જીવ અકારો થયો, પણ પ્રભુએ બચાવી, અને, એમ ખ્યાલ કરતી રહી, કે " ત્યારે દુન્યામાં ખરૂ શું ? દુખ ખમવું ઠીક, કે સુખમાં સબડવું ઠીક ? આત્માની માહે અવાજ થયો કે " દુખ છે, તેમાંજ, સોનેરી અને રૂપેરી પડો પડયાં છે. ચલકાટ પર મળકી રહી હતી, તે ખોટો ચલકાટ હતો, જ્યારે ખરૂં સુખ તો મનનું સુખ હતું, " એ જ્યારે મને ઉભરી આવ્યું, ત્યારે પતિના સુખમાંજ હું સુખ માનવા લાગી, અને, તેમા મદદ કરનાર તે પ્રભુનો ગુમાસ્તો, આપણો ગુણીરાજ હતો" રૂપસુંદરીએ, પતિને લંબાનથી સમજાવ્યું.

" ત્યારે મ્હને એમ લાગે છે કે, તુંએ ઘણા તબક્કા પસાર કર્યા છે, અને તેટલાંજ, દુ:ખ અને સુખ વચ્ચે તું તફાવત ન જોતાં સદા ઉમંગી રહે છે" નિત્યાનંદ બોલ્યો.

" સુખ હોય, તેથી છળકાવું નહી, કારણ કે દુખ તેની પાછળજ છે, અને દુખને સમય એમજ માની લેઉ, કે તેમ કરવામા પ્રભુનીજ કાંઇ આપણા હિતઅર્થે નેમ હશે **એમ જયારે માનીશું, ત્યારે, હૈડું શાન્ત થઇ, કોઇ નહી ધારેલી સીમા તરફ પ્રભુ આપણને ધસડતો હોય, એમ જણાય છે,** નાથ." રૂપસુંદરી બોલી.

" લે, વ્હાલી, ગુરૂરાજ આવતા જણાય છે. જા તો વ્હેલી, તેમને ભારે આદરસતકારથી લાવજે! ઓહો પાછળ સત્યાનંદ અને પ્રભાપતિ પણ આવે છે. આજે તો, આપણને મોજજ મળશે" નિત્યાનંદ હરખથી બોલ્યો.

રૂપસુંદરી દોડી, અને ગુરૂજીને ભેટી નમસકાર આદર-સતકાર કરી, પ્રભાપતિને, છાતીસે ચાંપી સત્યાનંદને હર્ષથી વધાવી, મહી, તેડી ગઇ. " ના, ના, ! નિત્યાનંદજી, તમો ના ઉઠશો! હું જાતેજ તમો આગળ આવું છું," એમ બોલતાં, વ્હેલો વ્હેલો ગુરૂરાજ પાસે ગયો.

" આવો, ગુરૂજી આવો! તમારા દર્શનથી મ્હારુ અધિરૂં પડી રેહલું હૈડું આજે થયું છે તમો શ્રીએ, થોડા દિવસ પર " જીંદગીનું જાગૃણ " નામનો વિષય મોકલાવ્યો હતો તે વાંચી મ્હારો પ્રાણ આનંદમાં ઉભરાય છે—અને એ વિષય મેં છાપી મંગાવ્યો છે, કે જેને ગમે એ વાંચે. આ, રહયા તેના છાપેલા પત્રો!" નિત્યાનંદે ગુરૂજીના હાથો આંખમાં ચાંપતા થોડાંક પત્રો આપ્યાં.

" ગુણીરાજે, તે હાથમાં લેતાં, તે ઉપર નઝર ફેંકી, અને ફેંકતાજ તપાસી, બોલ્યો, " બાઇ નિત્યાનંદ, એમાં એના લેખકનું નામ ક્યાં છે ? તમે તો મ્હારૂ નામ છપાવ્યું છે ?"

" શુ, આ લેખ તમારો લખેલો નથી ?" નિત્યાનંદે પુછ્યું.

" લેખની વિગત જોતા, તેમા સમાવેશ કરવામા આવેલો ઝેન, ખુલ્લુ બતાવી આપે છે કે, તે લેખક પારસી જરથોસ્તી છે. અને તેને, પોતેજ મ્હને, આપ્યો, અને નામ કેહવાની પરવા રાખી નહી કારણકે, તે જાણે છે કે, તેનો લેખ કોના હાથમાં ગયો છે, પણ જ્યારે, તમોએ, તે છપાવી દીધો, તો ખરેજ ગંભીર ભુલ થઇ છે, તે તરતજ સુધારવી " ગુણીરાજે સમજાવ્યું.

" એમ થયું તોપણ કાઇ અડચણ છે ?" નિત્યાનંદે પુછ્યું.

" અરે, એકની મતા, બીજો, માંગીને ભલે વાપડે, અને નહિકે, તે લઇને, પોતાની હોય તેમ, વાપડે ! એ કેવળ, પોતેજ લેખ લખ્યો હોય તેમ જગમાં જણાવે ? એ કેવળ પરમાત્માનો, ક્રોધ ખેંચી લેવા જેવું છે માટે, એ ભૂલ તરતજ સુધારી લેશો" ગુણીરાજે કહ્યું.

" ઠીક છે. ગુણીરાજ, હું તેમ કરીશ. લાયકનો લાયક ગુણગાવો એજ ધર્મ છે." નિત્યાનંદ બોલ્યો.

" ધન્ય છે, નિત્યાનંદ ! ધન્ય છે ! તમારો આનંદ, ખરેજ નિત્ય રેહશે, તમારા આત્મિક બળમાં, ખરેજ આજે વધારો થઇ રેહલો જોઇ હું આશિષ દઇશ કે, તમારો આનંદ નિત્ય છે ! આજે, આ વિશ્રાંતને, ખરેજ વીર, યાને ભક્ત, યા પરમાત્માના, નાડનો અવાજ કરતું બનાવ્યું છે, ભારે સરસામાન કાઢી નાખી, તમોએ સાદી વસ્તુઓ રાખી છે, તમારા કામ પુરતી વપરાશ અર્થે સાચવી, બાકીની જગ્યા, આ માબાપ વગુના બચ્ચાં-

ઓને રાખી, તેમની જતન અર્થે આપી, આપ શું શું કરી રહયાં છો, એ જયારે જોયું ત્યારે, તમારા બાપ દાદાએ, વીર વિશ્રાંત નામ જે આ સ્થળને આપ્યું છે, તે ખરૂ થયું છે, કારણ કે **વીર એટલે પ્રભુજી,** અને તેમની **વિશ્રાંતિ, વિશ્રાંતમાં**જ છે, કે, જયાં તેમનાજ નાના બાળકો, કે, જેઓ પોતાના માત પિતા ખોઇ દઈ એનશીબ થયાં છે, તેઓને વિશ્રાંતી આપી, આપ પાળક બાપ થઇ રહયાં, હા, હા, તમો કહો છો, તે બધુંએ હું જાણું છુ, જે થયું છે, તે સતી રૂપસુંદરીથી થયું છે, પણ તેણીના રૂડા વિચાર શાથ, તેમના પતિ સાથે મલ્યા, કે તેણીના કામમા પરમેશ્વરનોજ હાથ મલ્યો" ગુણીરાજ વખાણ કરતા બેઠા

"ગુરૂજી! ગુણીરાજ! તમારાં ઉંડાં વિચારને, શો જવાબ આપવો, તે મહને ભાસતું નથી" તે બોલ્યો,.

"તેમ કરવાની કશી જરૂરજ નથી, કારણકે, તમોએ, તે કામમાજ બતાવ્યું છે, પછી ભલે તમે આરંભ કર્યો, યા, તમારી પત્નિ સતી રૂપસુંદરીએ!!" ગુણીરાજે દિલાસો દીધો.

"તમો ગુરૂજી, આવ્યા છો, અને, તમારી સુચના પ્રમાણે પાછળની ખાલી જગ્યા પર, તમોએ કહયુ છે, તેમ, ઇમારત બાંધવા લીધી છે, જેમા બચ્ચાંઓને ભણાવવાને, આપણે ગોઠવણ કરવાની છે" નિત્યાનંદ બોલ્યો.

"તેની ગોઠવણ પણ મેં કરી રાખી છે, અને ધર્મ કેલવણીને મહી મુખ્ય જગ્યા આવી છે કારણ, ધરમથીજ, વિશ્વનાથને, પ્રભુને, અલ્લાહને, અહુરને ગાંઠ થશે. ખરેજ રૂપસુંદરી બેહન, અથાગ મહેનત કરી રહી છે, નાના બાલકોને, પરોઢીયે, વેહલા ઉઠાડે છે, અંગોળ કરાવવા તૈયાર રાખે છે,

તેઓને, પ્રથમ નાની પ્રાથના શિખવી છે, હાથે જાતે, દુધ ચા, પાયે છે! ઓ હો, સઘળી ભલી શારદાઓ, શરિતાઓ, ભામિનીઓ, પોતાના પતિ સાથ, પિતા સાથ, ભાઇઓ સાથ, આવાજ પ્રકારના, દેવને ખુશી આપનારા કાર્યો કરતા રહે." ગુણીરાજ બોલ્યો.

"તમને કાઇ પરન પુંછવા મન થાય છે સ્વામિજી!" નિત્યાનંદ બોલ્યો.

"સ્વામિજી નહી કહીયે" ગુરૂએ ઉત્તર વાલ્યો

"કાં?" નિત્યાનંદે પુછયું.

"સ્વામિ, તે કેહવાય, કે જે, અમારા જેવા ઘણાકોનો શિક્ષક હોય, મ્હારા જેવા સામાન્ય ઉપદેશ દેનારાઓને સ્વામિ ન કેહવો" ગુરૂએ સમજાવ્યું.

"ભલે, ગુણીરાજ, તમો જેમ કહો તેમ ખરૂ, પણ હું પુંછીશ, કે મ્હારી ચાલચલણ જે મે મુર્ખપણે વાપડી, તેમા પ્રભુ મ્હને ક્ષમા કરશે કે?" નિત્યાનંદે આતુરતાઇથી પુછયું.

"જે પળે, પ્રભુ પાસે, આપણો નમન કરી, સત્ય રાહ તરફ ચાલવા ન્યમ બાંધ્યે, તેજ પળે, શ્રી કૃષ્ણ ભગવાનજીની તમને ક્ષમાજ છે, તે ઉપરાંત, તમારી પત્નિએ, તમને કેવાં રૂડા ભાવથી વર્તાવી આજે, આ દિશામા ફરતા કર્યા છે. ના તમારે એવો ખેદ ન કરવો, જે થવાનું તે થઇ ગયુ, હવે તમારા મનમાં, એવી લાહે બળશેજ નહી, માટે ગઇ ગુજરીની ચિંતા નહી કરશોજી. હું તમને ખાત્રીથી કહું છુ કે, જેઓ પસતાવો કરે છે, તેમને પ્રભુ પિતા કદિ ક્ષમા દેવા હઠશેજ નહી" ગુરૂએ મનનુ સમાધાન કર્યું. તેટલાં આપણે, બીજી બાજુની તપાસ લઇશુ.

બીજી બાજુ, સત્યાનંદ, અને પ્રમાપતિ સતી રૂપસુંદરી સાથ, સઘળુ ફરીને જોતાં હતાં.

"બેહન રૂપસુંદરી, ત્હારી મમતાં, અને માયાનું ફળ સ્વર્ગમાં મળે, તે પહેલા આ ભલા ભુલકાંઓના ચેહરા ઉપરજ પ્રગટી નિકળ્યું છે, તુંને તેઓ કેવા પ્યારથી જુવેછે ? "પ્રભાપતિ, ફરતા ફરતાં બોલી.

"પ્રભા ! ત્હારા બોલવાની પ્રભા વધતીજ ચાલીછે. પણ તું એમ બોલીઃ મ્હને લાડકી કરી મેલશે" રૂપસુંદરીએ જવાબ દીધો.

"રૂપસુંદરી, આવા આત્મિક બલથી તું ફરી પાછી ફરે, એ, તો બનવું કાળમાંજ નથી" પ્રભાપતિએ વખાણ કર્યા

"પણ વ્હાલી પ્રભા ! આ સઘળી પ્રભા થઇ રહીછે, તેમાં, ત્હારો દૈવી જેવો હાથ નથી !" રૂપસુંદરીએ પુંછ્યું.

"એ તો ત્હારી ભલી લાગણી એમ બોલેછે, હાથ હોય તો શું, પણ કરવું, ત્હારૂજ હતું" પણ નાથ કેમ છે ? "પ્રભાપતિએ વાત ફેરવવા માંડી.

"મ્હારા નાથ ઠીકછે ! પ્રભુ એમને ઘણું જીવાડો. પણ તું વાત કેમ ઉડાવી રહી !" રૂપસુંદરીએ પુછ્યું

"કાં, શુ થયુ !" પ્રભાપતિ બોલી.

"ધાન્ય ધનય, આપ, અને રંભા શુ કરી રહયાછો ! હા હવે તો લજવાઇજ જશો કેમ વારૂ સત્યાનંદ !" રૂપસુંદરીએ, સત્યાનંદ તરફ ફરીને પુછ્યું

"જેઓ બીચારા, પોતાની મજુરી કરી ખાય તેમા તેઓ સહાયતા દે છે" સત્યાનંદે જવાબ દીધો

"તમોએ જે કર્યું તે પણ જવલેજ કોઇથી બને અને તે ઉપરાંત આ મ્હારા જેવીને આ રસ્તે લાવી નાખનાર મ્હારી વ્હાલી પ્રભા બ્હેન ખરેજ મહને શોભાવી રહી છે. ખરેજ

પ્રથમમાંજ, ગુણીરાજના શિક્ષણ પર ધ્યાન આવ્યુ હોત !" રૂપસુંદરી, ગુમાવેલા વખત માટે ખિન્ન થઇ બોલી.

"ના, બ્હેન, ગઇ ગુજરી પર, હવે, મનને નહી રોકવું ! ત્હારા ભલા કામનો પડઘો સ્વર્ગમાં પણ થઇજ રેહલો જાણ ! અને આ નિરાધાર બાળકોને, જે આશ્રમ આપી રહી છે, તેઓને પાળી મોટાં કરી સંસારમાં પાડી, સુખી કર, જેથી જન્મો જન્મ ત્હારા હિત ગવાશે." પ્રભાપતિ બોલી.

"અને તું વ્હાલી બેહનીએ, ત્હારા વ્હાલા નામ પ્રમાણે જે પ્રભુની પ્રભામાં મ્હને લીન કરાવવા હેતુ રાખ્યો, તે માટે સ્વર્ગમાં, તુ મ્હારી હમેશની સ્નેહી બનશો એ પણ મ્હારી મરજી, શ્રી કૃષ્ણભગવાનજી પાર પાડશે" રૂપસુંદરીએ જવાબ દીધો.

"વ્હાલા રૂપ, મનુષ્ય માત્ર જે કાઇ વિચારે છે, બોલે છે, અને કહે છે, તેની ધ્વજ રૂપ રંગ રચના, તે મ્હા બાપના દેવાલયમાં, હમેશની કાયમ રહે છે. જેવી ત્હારી ભલી વાસના તું ઉદગાર કરી રહી છે, તે ઉર્મીનો ઉભરો પ્રભુજીને ત્યાંજ તૈયાર થયલોજ સમજ, માટે, ત્હારા મ્હારા માટેના ભલા ઉભરાઓ કાજે ત્હારી હુ જન્મ સુધીની આભારી રહી છું. પણ વ્હાલી રૂપસુંદરી જે તબક્કે હાલ તું આવી પોહાચી છે, એ તબકકે આવતા માર્ગમા, તુને કેવા રસ્તા લેવા પડયા, તે મ્હને ટુંકમાં જણાવશે ?" પ્રભાપતિએ પુંછયું.

"વ્હાલી પ્રભાપતિ, ત્હારી આતુરતાને, હું બનતી રીતે ટુંકમાં તુપ્ત કરવા હુ કોશેશ કરીશ. પ્રથમ વ્હાલી, મ્હને દિલમાં, અદેખાઇની આગ હતી, તે આગમાં કાઇ **નવિન અગ્નિ પેદા થઇ**, ત્યાંથી આગળ આગળ વિચાર વધતો હોય, એમ, થતાં, મનમાં, "**હોંશ, અને, ભલી યાદ**"

ઉભરાવા લાગી, અને પછી; ત્રીજું એ કે **સારા અને નરસાંમાં મન ખુબ રોકાયલું** લાગ્યું. ધીમે ધીમે, તે માહેથી ભલુ જેવું લાગતું, તે ઉપરથી "**નકલ કરવાનો પ્રથમ પાયો**" થવા માંડયો, એમ ચાર પદ મનમાં ઉછળી રહયા. પછી મનમા "**ઉત્સાહ**" **ઉભરી આવ્યો**, એવાં વિચારમાં, સંસારમાં વિપતો આવ્યા જે સાધારણ વખતમાં, ખરેજ મનને અકલાવ્યુ હતું, દેહ ઉપર, ત્રાપ મારનારૂ બન્યું હતું, પણ દૈવયોગેજ તે અટકયુ, અને, **દુખ અને વેદનાને નિર્મૂળ સમજી**, આગળ કાળ ગાળ્યો. પછી છઠ્ઠા ભાવપર, "**પ્રાથમિક પ્રારંભનુ પહેલુ પગઠીયું**" લેવા ગુરૂજી ગુણીરાજ પાસે વધુ ઉપદેશ આરંભ્યો, જે પગઠીયામાં મેં જાણ્યું કે "**જીવ કયાંથી,** અને **શા માટે, અને કયાં જવા માટે?**" એમ મનન કરતી "**આત્મિક ઉન્નતમાં**" આવતી ગઇ, કે મનને ખિન્નતા દુર થઈ, "**સ્વામિ સેવામાં, તનને બાળીજ નાખવાનો સોચન્ય**" ભાવ ઉપજયો, પછી "**મનન માળામાં**" મનને રોકવા માંડયું, જે ઉપરથી હાલમા જે તું જોઇ રહી છે, તે પરવરતાવ્યું છે" રૂપસુંદરીએ ખોલાસાથી સમજાવ્યું.

"ત્યારે, એ બધું તૈયાર થઇ રહયું છુ, તેનું પણ કાઇ નામ તો ગુરૂજીએ કહેલું હશેજ ના?" પ્રભાપતિએ, રૂપસુંદરીના અતિ રૂપાલા ગાળ પર આંગળી અડકાવતાં પુછયું.

"હા, હા, કાઇ નામ જેવું છે તો ખરૂં પણ અર્થ એવો થાય છે, કે, "**એકમા બધું, અને, બધાં માટેજ એક**" યાને દરેકમાં વિશ્વનાથ, અને, વિશ્વનાથમાં **દરેક, પ્રાણ અને વસ્તુ છે.**" રૂપસુંદરીએ સમજાવ્યું.

" પણ લોકને, એક નામથીજ સમજાવવું હોય તો, શું કહેવું ?" પ્રભાપતિએ હજી હસી હસીને પુંછ્યું.

" પ્રભા પ્રભા ! રૂપસુંદરી બાને કાં શરમાવ્યાં છે ?" સત્યાનંદ, જે ભરાઇને સાંભળતો હતો, તે બહાર આવી પ્રસન્ન કરવા ઉભો.

" તો, જોવને, નાથ, મ્હને, એ સમજાવતાં નથી તે ?" પ્રભાપતિએ લાડથી જવાબ દીધો.

" જો, કાઇ, રૂપસુંદરી બાઇએ કર્યું, તે સઘળું તને દેખાડયું, હવે, તે મહીથી તુંજસમજ લઇ લે !" સત્યાનંદે કહયું

" પણ મ્હને તેની કાંઈ સમજ નથી, વ્હાલા પ્રાણ ?" પ્રભાપતિએ પુછ્યું. " જો રૂપસુંદરી બા મ્હને રજા આપે, તો હું કહું." સત્યાનંદ બોલ્યો.

" હા ભાઈ, સત્યાનંદ, તેમજ કરો, અને, મ્હને આભારી બનાવશો" રૂપસુંદરીએ કહયું.

" એ સઘળાનું નામ, તે લોક કહે છે, તેમ " વૈરાગ " સત્યાનંદ બોલ્યો.

" પતિજી, તમે શું બોલો છો ? શુ આવી રીતે રંકની સેવા કરવી, ધર્માલય ચલાવવું તે શું વૈરાગ કેહવાય ?" પ્રભાપતિએ પુંછ્યું.

" હા, વ્હાલી ! વૈરાગનું ખરૂં નામજ આ છે, અને તે કાર્યમા રૂપસુંદરીબાએ દિપાવ્યું છે" સત્યાનંદે સમજાવ્યું.

" વૈરાગનો અર્થ, તો લોક કાઇ એવું કેહતા રહે છે કે, ખાવામાં પીવામા કષ્ટ લેવું, બાળ વધારવા, નખ, અને મેલ કાઢવો નહી, ભગવા કપડા પેહરી, હાથમા ઝોલી લઇ વખતને ફોકટનો ગાળવો, ઇત્યાદી" પ્રભાપતિ બોલી.

" ભલે, ને, તેમ કરતાં હોય! તેઓ પોતાને મનથી વૈરાગી કહે, તેમા દોષ કોણે હોય! તેથી વધ્યું શું. તેને બદલે, આ દેવી **જેવી ગતિ, ઉંચ મતિ, અને, પોતે જાતે સાદાઇમા શોભા દઇ, પિતાના દ્રવ્યને આવા રૂડાં ધર્મભાવનાં આરંભના સાધણમાં ફેરવી, જાતે મેહનત કરતી, રૂપસુંદરી ખરેજ, વૈરાગનો ઉચો** હાલ **સિધ્ધ કરી રહી છે."** સત્યાનંદ ભારે ઉત્સાહથી બોલ્યો.

" તેજ માટે, અમો, સતી રૂપસુંદરી બાઇને, આજે અભિનંદન આપી રહયા છે, અને " વૈરાગ"ના ઉંચ ભાવ પુરા કરી રહી છે, આપણે મલી બોલશું કે, સતી રૂપસુંદરી બાના, આ વેરાગ ભાવ માટે, પ્રભુ એમને ઘણા વર્ષો સુધી ઉધ્ધારો" એમ, ગુરૂજી ગુણીરાજ ત્યાં આવતા બોલ્યો.

" અને, તમારા આશિષ સાથે, અમો સર્વે જનાઓ અમારી સતી રૂપસુંદરી બાઇ માટે સદા જય! જય! જય! બોલીશું," એમ બોલતાંજ ગુલાબે પાછળ આવી, ગુલાબના છુંતાં પાંડદા સાથની થાળ, રૂપસુંદરીબાના માથા ઉપર રેડી દીધી.

" ઓહો ગુરૂજી! ગુણીરાજ! તમારા આ આશિષ માટે, મ્હારો સ્વાસ જવાબ આપી શકતો નથી, પણ તે બદલે" એમ બોલી ગુંઠણપર પડી સર્વેને નમન કર્યું-ખરેજ વૈરાગનો બાગ, તે, રૂપસુંદરીના, આત્મિક હોશના લાગ, અને ભાગમાં ખિલી રહયો. આપણે પણ સાથે બોલશું કે " સતી રૂપસુંદરીની જગમાં જય, જય થાવો! અને સંસારનો સાગર એવી સતી સ્ત્રીઓથી દિપી, ઘણીઓને ઉંચે માર્ગ લઇ જતો થાવ! તથાસ્તુ!






રૂપસુંદરી જેવી સતી બાઇ, પોતાના વ્હાલા પ્રાણનાથની ઉત્તમ પ્રકારની ખિલી રહેલી શકિત સાથ, કળાવંત નગરીમાં ભાવિક ભકિત કરી રહી છે.

વીર વિશ્રાંતને, પ્રભુનાજ મંદિર રૂપમા ફેરવી નાખ્યું છે, ફરક એટલોજ હતો, કે, મંદિર જ્યારે પુંજન અર્થે ઉપયોગમાં આવે છે, કે જ્યાં હઝારો અને સેંકડો, પોતાના ચિત્તના ચલવલ ભાવને, એ ઘડી ભકિતનો ભોજન જમાડવા જાયે છે, કે, જ્યા, દેવી જેવા આરંભ કાઘેલા અવતાર આગળ, પોતાને મલતી ચીજો નમન અર્થે ધરે, કે, જ્યાં, દાઝેલા દિલના ડંખ માટે, પુષ્પો સિંગારથી, શાન્તિ મેલવવા જાયે છે, તેવા એક મંદિરને બદલે, રૂપસુંદરીબાનુ મંદિર વીરવિશ્રાંત થયેલુ હતુ, ફરક એટલોજ કે, આ મંદિરમા, નાના બાળકોને, સાદા પણ સ્વચ્છ ખોરાકથી પાળવામા આવતા હતાં. આ વીરવિશ્રાંત તે મંદિર હતું કે, જ્યા ગુણી શિક્ષકો, ભવિષ્યના સંસારની લડત લડવા માટે, તે બાળકોને નિયમીત, પાઠોમાં કેલવવા કામે લાગ્યા હતા. આ શિક્ષકોને, પોતાના, કામ ઉપરાંત બીજે કયાંએ જઇ કામ કરી વધુ મેલવવાની હોશ રાખવામાં આવી નહતી, કારણ કે, તેઓને, ત્યાંજ સઘળા જરૂરી બંદોબસ્ત કરી આંપવામાં આવ્યા હતા, તેઓના ખંતીલા શિક્ષણો પછીના વૃધ્ધ અવસ્થા માટે, અશક્ત થઇ

જાય, તે વેળાની કશી પણ ચિંતા, તેઓને ન આવે, તેવી ગોઠવણીથી, તેઓને માહીતગાર કરવામાં આવ્યા હતા. આ શિક્ષકોને, કાંઇબી વધુ લોભની આશા જેવુ ન રહે, તેવુ સુખ દાયક સાધણુ કરી આપ્યું હતું. લખવાનુ, અને ભણવાનુ કામ જે, પ્રથમ પ્રકારનુ હતુ, ત્યાર પછી, ઉદ્યોગ, અને તન ખિલે, તેવાં સાધણોના ઓજારો, અને, મનપસંદ કારીગરીઓ માટે સારા શિક્ષકો, મેલવવામાં કચાસ ન હતી, આ મંદિર, કે, જેને નિભાવવા લાખો રૂપીઆ જોઇતા હતા, તે રૂપસુંદરી બાઇના, બાપદાદાની જાગીરો, અને ધનના વ્યાજના પ્રતાપથી નિભતું હતું. આજે જયારે, આપણે, એ વીરવિશ્રાંતથી રજા લઇ જઇશુ. ત્યારે, એવોજ રૂડો ખ્યાલ અને ચિતાર લઇ જઇશુ કે, ત્યાના ભણેલા બાળકો, દુર દેશાવર ખેડતાં થયા છે, અને એવી ભલી રીતે શિખવી પાર કરવામાં આવ્યા હતા, કે તેઓ, જયારે કમાણી કરી સારી અવસ્થામાં છે, ત્યારે, તેઓ પોતાની શકિતમાંથી, આ મંદિરની ચાલુ ભકિત દુરથી પણ કર્યા જાયે છે. યાને, પોતાની સકમાણી માહેથી, બની શકતો ફાલો, આ વીરવિશ્રાંતના બાનુ સેક્રેટરી પ્રભાપતિ સત્યાનંદ ઉપર મોકલી આપે છે. આ કળાવંત નગરીના વીરવિશ્રાંતમાં સત્યાનંદ, ફાજલ પડતો વખત રોકે છે, અને ધાન્ય ધનનીું પોતાની અને, શામળાની મીલકતની ઉપજ માહેથી મુંગે મોઢે, તન, મન, અને પોતાના હાથોથી પેદા કીધેલા ધન સાથ આપૂજ્ય મંદિરની સેવા કરે છે. નિત્યાનંદ, પોતાના બનાવતી પગ વડે, પણ કામમા રોકાયલો, છોકરાઓની નઝરે પડેછે, ખરા પગ કરતા, આ બનાવટી પગ સાથે, તે સત્યનોજ વગવસીલો ચલાવી રહયો છે. એ ઉપરાંત શહેરમાં ફરી

નિરાધારને આધાર અને કામ વગરનાને કામ સોપી હમેશ સુખકારીમા સરવેને જોવા ચાહતી રૂપસુંદરી, પ્રભાપતિ, તથા રંભા સાથે, મોહોલ્લે મોહોલ્લે ફરે છે, વીરવિશ્રાંતમાં નાની નાની છોકરીઓને રાંધણુની કળા, ભારે ઉત્સાહ અને હોંશ સાથે રંભા શિખાડે છે, અને જેને ગાય વ્હાલી હતી, તે મનુષ્ય જાતની ગાય, યા ગુજર પામેલી માતાઓની નિરાધાર દિકરીઓને પેતાનીજ દિકરી માફક પાળી, પ્રિતમાં મઢે છે. જે પ્રિત, મા વગરના બાળકો, અતિ પ્રેમભાવથી નિહાલી સુખી રહે છે. આવી કળાવંત નગરીમાં, સરળ સરિતા નામે નદી જેમ સરલ ગતિમાં વહેતી જાયે છે, તેમ તે કળાવંત નગરીના વિર વિશ્રાંતમાં, પણ રૂપસુંદરી સરિતા આજે શ્રેષ્ટ બની, અહંકારને ત્યાંગ કરી પોતાના લાભ માટે દ્રવ્યને દુર રાખી, પર સ્વાર્થે જર ખરચી રહી વૈરાગનો અવતાર દેખાડી રહી છં. પ્રભાપતિની ઉંચ મતિ, અને રૂપસુંદરીનો સતી સંગાર, આ ગામમાં, દૂખ લાવે, એ ન બનવા જોગ છે અને દુખના કાંટા ભોકવાને માટે, રૂપસુંદરી એ ખરેજ પોતાના લોભ અને મોહના દૈવજોગે, ભોગ આપી દઇ, આજે આનંદીભાવે, સઘળાની રક્ષણુ કરતી દેવી સિંગાર સજ કરી છે. જ્યારે આ નગરીમા વસતા, અને હર પ્રસંગે લોભ કપટની આખે ચાલતા કોટકરાંવને વિસરાય એમ નથી જીવીની ધાકમાં, તેની લોભી જીંદગીએથાક મેલવી છે અને આજે તે પણ એકદમ વૈરાગમાં નહીં, પણ વૈરાગના રાગ તરફ જવાના મારગના પગઠીયાં ઉપર ચાલતો થયો છે. કયાંનો, વરષોનો કોટકરાવ, અને આજે પાંચ દિકરાનો, રૂડી રીતે ચાલી, સંસારને જીવી સાથ શોભાવતો, કોટકરાવ ? તે પણ નિત્યાનંદને

રોજ મલે છે, રૂપસુંદરીની મુલાકાત લીયે છે, અને પેતાના જીગરમાં ઉભરી આવતા, ભલા જોશ વખતે, વીરવિશ્રાંત માટે કાંઈ કાંઇ કરે છે. પ્રભાપતિ, અને રંભા, સતી રૂપસુંદરીના સાથમાં, જ્યારે કળાવંત નગરીને નારીઓમા દિપાવે છે, ત્યારે સત્યાનંદ, નિત્યાનંદની સાથે ભલા ભોલા અને ઉદ્યોગી અને ઉમંગી શામલા સાથે, રૂતુની ગતિને સાચવવા, ઉચ્ચ અતિમાં મથન કરી રહયો છે.

આ કળાવંત નગરી, કે જેની મુખ્ય પાત્ર ભજતી નારી રૂપસુંદરી આ, જગતમાંજ દૈવી પ્રકારની રચના ઉડાવતી રહી છે, અને પોતાના સ્વામિને, આ જગતનું ઉત્તમ સુખ દેખાડી, વૈરાગના રાગમાં ભાગ આપી અને, અપાવતી રહી છે, જે નગરીમાં ક્રોધ અને કીનો, રાજ કરી શકતો નથી, અદેખાઇની આગ ઓલવવા, કોઇપણ જાતના પાંણીની ખાહેશ રખાતી નથી તેવી એક સ્વપ્ન રૂપ નગરી જેઓએ જોઇ હશે, તેઓના આનંદની શી સ્થિતિ? ત્યારે, આપણે જે પ્રથમમાં, સરળ સરિતાના, ઝુંપડા, અને મહેલ સમાન ઇમારત વચ્ચેના વહેતા નીર જોયા, તે ઉપરથી આપણને ખ્યાલ મલશે કે સંસારના સાગર પર નારી, ગરીબાઇ અને તવંગીરીમાં ઉંચો ભાવ ઉપજાવવાજ પ્રભુએ બક્ષી છે. ગરીબાઇમાં ઘરને સુખ આપનાર અને તવંગરીમાં પણ સુખ આપનાર નારીજ છે, પણ તવંગીરી હોવા છતાં અસંતોષી બનેલી નારી, કેવો કડવાસ લાવશે, પણ સહન શકિત ધરાવી દુખને સુખ સમજી, પતિના પડતા બોલ ઉપર જાન કુરબાન કરી, ધીરજથી ખમી આગળ વધશે, તો વૈરાગના માર્ગ ઉપરજ જશે. આવા ઉત્તમ માર્ગ ઉપર પુષ્પોનો અવાજ વ્યર્થ

જશે નહી, યાને, રૂપસુંદરીને દુખ સમયે, ધીરજ આપનાર જીવ, તે ગુલાબ બહેન હતી. એ બાઇને ફુલ પર અતી શોખ હતો અને તેણીના કુશળ હાથમાં, બાગ બગીચાનો ભાગ સોંપાયો હતો, ત્યાં કલીદાર ફુલોનાં માંડવા બનાવતી નાના જીવડાઓની મદદથી સર્વ સ્થાન દિપાવતી હતી, અને, કળાવંત નગરીમાં, પુષ્પોની કસી પણ તાણ ન આવે તેવી રીતે બાગમાં ખંતીલી જતન સાથ ફુલો, વધારવાજ પ્રયત્ન કરતી હતી. રૂપસુંદરી સતીના વૈરાગ ભાવને દિપાયમાન કરવા, ગુલાબ બહેનના ઉગાડેલાં પુષ્પો, બારે જગ્યા મેલવવા સામર્થ બનિ રહેતા. ગુલાબ બહેનના ફુલોથી આખી કળાવંત નગરી ફુલોના સોડમથી બહેક બહેક રહેતી હતી, જાણે શેઠાણી રૂપસુંદરીનો સતી રૂપ પ્રકાર કરાવવાજ, ગુલાબ બહેન, દાસી યા સખી રૂપે, ફુલોનો સિંગાર ભરી રહી. આવા ભલા સિંગાર માં આપણે, કળાવંત નગરીમાં સરળ સરિતાના કિનારે, વીર વિશ્રાંતમાં વૈરાગની કળા, અને રાગણીની લલતામાં લીન થયેલી સતી રૂપસુંદરીની જય બોલશું ! જય ! શ્રી ભગવાનજી જય, એવી રૂપસુંદરોના સતી સીંગાર પર ! જય ! જય ! જય !

દુહા

**દીઠી નગરી નામની-છે નામ કળાવંત**
**તેના મહીં વસ્યો રહયો-સત સાગર સતવંત**
**મોહના મદમાં ફસતી-કરે છે અહુંકાર**
**અગ્નિ વ્યાપી રહી મહીં-કરશે કઇ પુંકાર**
**એ અગ્નિના હોંશ વડે-નવિન ખિલે કઇ ભાન**
**જે ભાનથી કરશે તે-હોંશ ઉંમગી તાણ**
**તાણ ભરે છે મનનમાં-અનુંકરણ પર જાય**
**અનુંકરણ પર ચાલતી-ઉત્સાહમાં ઉછળાય**

આત્મિક જોશે આવ્યું-આરંભ જેનું નામ
હયાંથી લીલાંઉ ગાતો-જાય પ્રભુને ગામ
ઉન્નત હોંશનો ધોધ આ-ચઢયો જાય હરબાર
એવી દેહનો આત્માં-જાશે જગથી પાર
મન ભાવે મળકાઇને-હેડે દેખે નાથ
જેની રૂડી પ્રિતમાં-સદા રહે સંગાથ
લાખોમાં તે એકનો-જુવે હાલ હર સાર
એકમાં લાખો જુવે-શ્રી કૃષ્ણ સિંગાર--




" વ્હાલા સત્યા ! " પ્રભાપતિ પતિને પુછવા લાગી

" કાં પ્રિયા પ્રભા ! " સત્યાનંદે જવાબ દીધો

" વ્હાલા આજે મેં સ્વપ્નું જોયું." તેણી બોલી

" હશે, તેમાં નવું શું થયું ! " સત્યાનંદ બોલ્યો

" કાં, સ્વપ્નમાં નવું જોવાનું, સંભારવાનું નથી મલતું વ્હાલા પ્રાણ !" તેણીએ પુછયું

" સ્વપ્નમાં નવુ જોવાનું, થોડાકનેજ મલે છે, બાકી જે હમેશ સ્વપ્નમાં જોઇએ છીએ, તે દરરોજના બનાવના, કાઇ જુદાજ રૂપ જોઇએ છીયે " સત્યાનંદે જવાબ દીધો

" તમો પ્રાણનાથ બોલ્યા કે, સ્વપ્નામાં નવું જોવાનું ઘણાક થોડાજને મલે છે એટલે શું ? " પ્રભાએ પુછયું

" જેઓની મતિ જ્ઞાની હોય, જેઓ, પ્રભુભક્તિમાં લીન

હોય, જેઓને મોહ માટે તૃષ્ણા ના હોય, તેઓ, સ્વપ્નગતિમાં ઘણું જોઇ વળે છે. એટલુંજ નહી, પણ પ્રભુ સ્વપ્નભાવમાં, તેઓને, હાલની આગમજથી ચેતવણી આપે છે" સત્યાનંદે જવાબ દીધો

"તે જે હોય તે ખરૂ, પણ મેં જે કાઇ જોયું છે, તે વિચિત્ર તો છેજ અને, તે તમુને હું માંડીને કહીશ, લ્યો ગુરૂજી ગુણીરાજ સામેથી આવતા જણાય છે," પ્રભાપતી નજર પડતા બોલી.

"ઓહો, આનંદની વાત છે, ચાલ, ત્હારૂ સ્વપ્નુ, એ ગુરૂજી પાસે સંભલાવ એ, ત્હારો ખુલાશો કરશે,' આવો ગુરૂજી ગુણીરાજ, તમો વેળા સરજ આવ્યા" સત્યાનંદ તેમનો આદરસતકાર કરતાં બોલ્યો.

"કાં, ભલા !" ગુરૂજીએ પુછ્યું.

"હાલમા, પ્રિય પત્નિ પ્રભાએ સ્વપ્નુ દીઠું છે, તેણી તે વિગત મ્હારા આગળ વર્ણવતી હતી, તેટલાં તમો આવી ચઢયા, તમો, તે સાંભળી કાઇ ઉપદેશ કરશો" સત્યાનંદે જવાબ દીધો.

"મ્હારી યથા શકિત પ્રમાણે, મ્હને સુજ પડશે તો, સંભલાવીશ, સત્યાનંદ, યાદ રાખવાનું છે કે, દરેકની શકિત હદ વાલી હોય છે, ઘણી શકિત સાથે મલવાથી, નવિન મોટી શકિત પ્રાપ્ત થાય છે, તેમ થવાથી જગત વધે છે અને મનુષ્યમાં ઉંચ શકિત સાથ ઉંચ ભકિત પેદા થાય છે, વળી એવી ઉંચ શકિત મેલવનાર, તે શકિતના બળથી ભિતરની ઘણી ઉંડી શકિત ખિલવી શકે છે, જેથા, વળી કાંઇ નવુંજ જોવા જાણવાનું થાય છે" ગુરૂજીએ સમજ આપી.

"ત્યારે, આ જગતમાં કશો છેડો આવશે કે?" પ્રભાપતિએ પ્રુંછ્યું.

"એનું મુળ કોણે શોધ્યું છે, કે છેડો મળશે, કે તેની આશા રાખવી! જે જ્ઞાની જે શોધક, જે કાઇ કરતાં નવું માને છે, અને સમજે છે, કે તેને બીજાઓ કરતા વધારે શોધ્યું, તે પણ થોડીજ વાર ગઇ, કે જાણેછે કે વળી નવો સહાસ કોઇ બીજો માંડે છે, પેલો જુનો વીસારી આપણને નવાં ઉપર ધ્યાન લગાડવું પડે છે. ટુંકમાં, આજની કળા કાલે, ખોટી પડે છે, નવું રૂપ જડે છે અને, વળી જ્ઞાનીઓ ડાંચા માંડી અજબ બેશે છે. છેડો છે કે, અડવા પ્રથમ પહેલ ક્યાં હતી, યા છે, એજ માત્ર કાંઈ જાણ્યે છીયે કે? જે કાઇ જાણ્યે છીએ માન્યે છીએ, તે સઘળુ માની લીધેલું છે. પણ આટલું ચોકશ યાદ રાખવાનું છે કે, સારૂ, અને નરસું, આપણા હૈડા ઉપર, સારાં, યા માંડાં અવાજો લાવે છે, એજ માત્ર ખ્યાલ કરવો, અને, અનદીઠા બાપ ઉપર વિશ્વાસ રાખી વધવું. બોલો પ્રભાપતિ તમારૂ સ્વપ્નુ શું છે?" ગુરૂજીએ પુછ્યું.

"પ્રથમ મેં, બીજ, યા ત્રીજનો ચંદરમાં દીઠો, પણ હમેશ જે કદ જોવામાં આવે છે, તે કરતાં વધારે મોટા કદનો દીઠો. તેના ઉપર રૂપસુંદરીઆ, અતિ ઝલકદાર સિંગારમાં, હાથ ટેકવી બેઠા હતાં. ઘણે નિચાણમાં, નિત્યાનંદ, તેમનો પતિ, ઉભો હતો, જે એક પાળ જેવું હતું તેના ઉપર મોટા મોટા પથ્થરો પડતા હતા, અને, તેના ત્રાસમાં, તે રૂપસુંદરીને વિનંતી કરતો હતો, પણ તે ત્યાંથી હઠી શક્યો નહી, અને રૂપસુંદરી કાઇ જવાબ પણ આપી શકતી નહી. એવો ઘણો વખત વહી

જતા, પછી, તે ચિતાર બદલાયો, અને, નિત્યાનંદ ઉપર કાઇ બીજુ રૂપ ફરી વળ્યું. આ વખતે, તેમના શરીર પર ધોધ માર પાણી પડતું હતું, પથરાના માર કરતા, કાંઇ ઓછુ લાગતુ હતુ, પણ પાણીથી, તે એવો ગુંગલાતો કે, પુંછો માં, એવો સંભવ થઇ રહયો હતો. આખર તે વેદના પણ ટળી ગઇ અને હવે, અગ્નિના ભભુકા, તેના અંગ ઉપર ફરી વળ્યા તેની બુમો, અને વેદના ભારે હતી, પણ એવી થોડીકજ પળો ગઇ હશે, કે, તેજ અગ્નિના અંગારામાં, તેને થંડક જેવું લાગ્યું હશે, જેથી, તેને કરાર મલતો હોય, એમ દેખાયું. અગ્નિ આસપાસ વિંટલાઇ, પણ તે સ્વસ્થ અને સીધ્ધોજ ત્યાં ઉભો હતો, અને ખુશી અને આનંદ જણાતો હતો, તેવામાં, તેણી આંખો ઉપર ફરી, અને, રૂપસુંદરી જે ઘણી ઉંચે બેઠી હતી, તેણી તરફ હાથ લંબાવતા, તેણીએ હસીને, એવો તો સહેલાઇથી ઉંચકી લીધો, જે મ્હારે મનથી, ન મનાય એવું દેખાયુ, પણ થોડીજ વારમાં, તે, તેણીની પાસે જઇ, અતિ રૂપાલા, અને સુવાલા, વસ્ત્રોમાં સજ થઇ બેઠો, એજ, સમયે ત્યાં મનોહર વદાળા થઇ વળ્યા, અને બલુ, તેમજ પીલા, અને ગોલાબી રંગોમાં, તેઓને મઢી લીધા હોય, એમ જણાયા. તેજ પળે, પેલો ચંદ્ર રૂપ આકાર, અતિ ભભુકદાર રોશનીમાં દિપક થઇ રહયો અને બન્ને હસતાં, કોઇ ન જણાયલી શકિતથી ઉંચકાવા લાગ્યા જ્યારે તખ્ત રૂપી ચંદ્ર આકારનું ચોકઠું ઉંચ ચઢવા માંડયુ, કે, તેના નિચાણ ભાગમા, અતી કળાવંત ચિતારમાં, શ્રી કૃષ્ણ ભગવાનજીનું નામ આતષી અક્ષરોમાં લખાયલુ વાંચ્યું. મ્હારાથી જય બોલાયું તેજ પલે સઘળું નઝરથી સમી ગયુ, હુ જાગી " પ્રભાપતિએ સ્વપ્નો સમજાવ્યો.

" દિકરી પ્રભા, આ સ્વપ્નો ખરેજ સુભાગ્ય છે, સતી રૂપસુંદરીના સતની હદ છે, પથ્થરની રચના તે સ્થુળ દેહનો પુંકાર હતો ત્યારથી પાણીનો ચિતાર તે નિત્યાનંદની જ્ઞાની શકિતનો, રૂપસુંદરીની શ્રેષ્ટ સેવા અને ધણી માટેના કષ્ટ ખમવાથી થયલો જ્ઞાની પુકારછે. અગ્નિનું પહેલું દુખ અને પાછળથી સુખી હાલતે નિત્યાનંદની ઉંચી સ્થિતિનુ પ્રાપ્ત થવું જેવો ભાસ કહેવાય, તે પછી જે ભાન થયું, તે એજ કે સતી સ્ત્રીથી સંસારમાં, પતિનો ઉધ્ધાર થાય છે, સ્ત્રી એકલાજ પતિને પરમાત્માના ધ્વાર દેખાડે છે. સ્ત્રી. ધણીને હમેશ ખુશ રાખી, પોતે કષ્ટ ઝીલે છે, તેથીજ, ધણીને ઉચ મતીમાં લાવી નાંખે છે. જે હાલ નિત્યાનંદનો થયોજ છે, તમે જે જોયું, તે સતી રૂપસુંદરી અને નિત્યાનંદનું સ્વર્ગ જોયુછે, અને તે માટે આપણે પ્રભુનો આભાર ગાઇશું. કે આપણા સમાગમના, નર અને નારી એ પ્રભુના બાગની કયારીનો લ્હાવો મેળવવા જેવું કર્યુંછે. વળી પ્રભાપતિબા તમારે પણ યાદજ રાખવાનું છે કે જેઓ એવા સ્વપ્ના બીજાઓ, માટે જુવે છે, તેઓ માટે તો સ્વર્ગ તૈયારજ જાણવું કારણકે, ત્યાં જવા આગમજ તેઓ સ્વર્ગનાજ કાર્યો કરી રહયાં છે અને હું પણ તમને અભીનંદન દઉછુ, કે તમારે માટે પણ સ્વર્ગજ છે " ગુરૂજીએ એમ બોલતાં આશિષ દીધાં

" એવા ભલા ગુણો પ્રાપ્ત કરાવનાર ગુરૂજીની પણ અમને સ્વર્ગમાંજ સેવા કરવાની જરૂરજ છે, માટે આપ પણ ત્યાંજ મલશો" પ્રભાપતિએ જવાબ દીધો

" ત્થાસ્તુ ! ત્થાસ્તુ ! જય ભગવાન, જય શ્રી કૃષ્ણ ! જય શ્રીકૃષ્ણ !" સત્યાનંદે સેવટ ઉચ્ચાર્યો.




"ગુરૂજી ગુણીરાજ! તમે શ્રીએ અમને "ક્રોધનો રોગ" કે "સ્વભોગ" નો બોધ દેતા એક વાર્તા સંભળાવવા કહી હતી, જો આપને હાલમાં અવકાશ હોય તો, બેલાશક, અમો સઘળા તે સાંભળવા હોંશમાં છૈયે" પ્રભાપતિ બોલી.

"મ્હારી અવકાશ, તેમાંજ રૂડી થાય છે, કે જ્યારે, તેથી બીજાને કાંઇ આનંદ જેવું લાગે છે. તે વાત મ્હારી નથી પણ કોઇ બીજા ગુણીજણથી મેં સાંભળી હતી, જ્યાં ક્રોધ, આવવાથી શું થવું જોઇએ, તે બદલે શું થયું તેનો અચ્છો ખ્યાલ આપણને કાંઇ રૂડુંજ શિખાડે છે." ગુણીરાજે સમજાવ્યું.

"પણ, ગુણવંત ભાવ, અને સાર મેળવવો, એ સર્વ માટે, એકજ હોય કે?" પ્રભાપતિએ સવાલ કર્યો.

"કોઇ ઉપદેશની વાત બોલે, તેના શબ્દો, તો સાંભળનારના કાને સરખાજ પડે, પરંતું કાન ધરાવનારના હૈડાના જેવાં ભાવો તેવો સાર મેળવે. એક જે સાંભળ્યું, તે પ્રમાણે તે અમલ કરતો હોય, તેથી એવું નથી ઠરતું, કે બીજા બધાએ તેમજ કરશે. કોઇ દુખ વેઠી સુખ આપે અને કોઇ સુખ મેળવી દુખ દીયે. પણ એ સઘળા ઉપરથી સંસારમાં અનુભવો થાય છે, જેથી સિધ્ધી અને સહનશિળતામાં વધઘટ થાય છે" ગુણીરાજે જવાબ દીધો.

"ગુરૂજી, ગુણીરાજ, તમારા મનની સિમા ઉપર કેવા આનંદી રંગો જમી રહયા હશે! કેવાં ઉંચ્ચા ખ્યાલોના આકાર રૂપ થઇ રહયાં હશે!" પ્રભાપતિ બોલી.

"તમો પણ જે કાર્યોમાં પડયાં છો, તેથી તમોને પણ તેવાજ ઉંચા ભાગે થવાજ જોઇએ, "આપણા મનની સિમા ઉપર, એટલા જોરથી, અને, ગમે તેવા રંગ રાગો કરી શકયે યાને જેવું મન રોકીશું, તેવું સુખ દુખ શરીર પર વેઠીશું હવે, પેલી વાત ઉપર આવીશ" ગુણીરાજે કહયું.

"ભલે, તમારો ભારે ઉપકાર થશે" રૂપસુંદરી વચ્ચે બોલી.

"લ્યો સાંભળો!" ગુણીરાજે બોલવું સરૂ કર્યું.

**"ન્યાય નગરીમાં "રાસ્ત બળ"** નામનો રાજા રાજ્ય કરતો હતો, તેમની રાણી નિરમળા, બહુજ ભલી અને ખુબસુરત હતી. રાજા "**રાસ્ત બળ**" રૈયતમાં ઘણોજ ભેલાયલો, અને ભલો નિવડયો હતો. તે દયાળુ હતો, અને અન્યાય કરનારાઓનો દુશમન હતો. રાણી નિરમળા, બહુજ નાજુક હતી, જેણીની તારીફ, તે પોતાના, નઝદીકના દરબારીઓ સાથે વાતચિત કરતા બોલ્યો હતો તેવામાં, એક ઉમરાવ જેવો કોઈ, વચ્ચે બોલ્યો "પ્રિય પતિરાજ **રાસ્ત બળ** તમો તમારી રાણીની નાજુકાઇ વિશે ઘણીક વાર બોલી રહયાં છો, પણ કેટલીક વાર જાહેર દેખાતી નાજુકાઇ, બાતેનના જવાળા સાથનો ધોધ પણ ધરાવે છે. એમ પણ બનવું થાય છે."

"ખરૂં છે, મ્હારાં પ્રિય દાનેશ્વરી, ત્હારૂં બોલવું ખરૂં છે, પણ મ્હારી રાણીની નાજુકાઇથી હું બેતાબ નથી, પણ ચિંતા થાય છે કે એને જો કંઇ કશું થાય તો મ્હને કેવી વેદના થાય! એ ખ્યાલથી મ્હારૂં હાડ ધ્રુજે છે, બસ એટલુંજ!" **રાસ્ત બળ** રાજા બોલ્યો.

"તમારી ચિંતા, તેજ અમારી છે, અને તે માટે ખરેજ બીક પણ ન્યારી છે, પણ બહારથી કોઇ નાજુક માલમ પડયું

હોય, તેથી આખ્ખા સ્નાયુનાં સઘળા મનુંઓથી નાઝુક હોય, એ માનવાને હું ના પાડું છું" દાનેશ્વરી બોલ્યો.

"પરંતું, હું એમ પણ આ બાબદમાં ભાર મેલી કહીશ કે, મ્હારી રાણી, ખરેજ દરેક વાત અને ભાગમાં નાઝુક છે, તેથી હું વધારે અકળામણ રાખું છું" **રાસ્ત બળ** રાજાએ જવાબ દીધો

"પ્રભુ તમારી ધાસ્તી મટાડે" દાનેશ્વારી બોલ્યાં, અને, ત્યાર પછી સઘળાં વિસર્જન થયાં.

* * * *

થોડા દિવસો ગયા કેડે, રાજા **રાસ્ત બળ** હંમેશ માફક પોતાના બિછાણે ગયો, અને, રાણી પણ ત્યાં ગઇ. રાજા સુતો હશે, એમ ધારી થોડો વખત ગાળી, રાણી ઉઠી, અને, ધીમે ધીમે, આમ તેમ ચાલતા, કપડાં બદલતી હોય, એમ રાજાને લાગ્યું, કે, જે, દૈવ જોગે, આંખ વીંચી જોવા પડયો હતો. રાણી એકલી ઉઠી થોડીક વારમાં ઝડપથી અને થોડીક વારમાં ધીમે, એમ આમ તેમ ફર હર કરવા લાગી, તે જોઇ અજબ રહયો, અને શું થાય છે, તે જોતો ચિંમાઇને પડયો. આખર રાણી બહાર પડી, જેની પાછળ રાજા **રાસ્ત બળ** પડયો. તેણી એકલી દાદર પરથી નિચે ગઇ, અને વાડીના ભાગમાં આવી ચઢી. અંધારી રાત્રી, ધમઘોર સ્થિતિ, અને નાજુક રાણીની આ ચપળતા, જોતાં રાજા કશું પણ ખોટું ન વિચારતાં, પાછળ પડયો અને તેજ વેળા દાનેશ્વરી મિત્રની વાતચિત લક્ષે લાગ્યો.

વાડીમાંથી બહાર પડી અને એક છેટે આવેલા નાના તલાવ આગલ તેણી ધસી. ત્યાં જતાં સીડી ઉપરથી નિચે ઉતરી

અને એક નાની હોડીમાં બેશીને, તે, એકલી હંકારી ગઇ. વિચિત્ર બનાવથી રાજા ચુપ રહયો, અને થોડીક પળો થોભી મુંગો મુંગો, પોતાના દિવાનખાને ગયો ઘણાક કલાકો વહી ગયા, ઉંઘ આવે નહી, અને આખર રાણીને આવતાં જોઇ, પોતે ન કરેલા ઢોંગમાં ઉંઘાયલોજ, તેણીને જણાયો. તેણીએ સાવચેતીથી આસપાસ જોયું, અને પછી સઘળું ઠીક લાગવાથી પોતે બિછાણે પડી, બાકીની રાત્રી પુરી થઇ.

× × × ×

આ વાતની વિગત, તે એકલોજ જાણતો હતો, પણ બીજે દિવસે, તેને તેવીજ વેળાએ, ઉપલી તૈયારી દીઠી. રાજાએ તે તૈયારીને પુંગી વળવા, બીજી તૈયારી કરી રાખી હતી. રાણીની પાછળ પડયો, અને ગઇ રાત્રીએ, એક હોડી અંધારે પડી હતી, આજે, તે પાછળ રાજા "રાસ્તમળ" પડયો હતો. હોડી બીજી પારે ગઇ, અને રાણી ઉતરી, કિનારે ચાલી, તે પાછલ ઝાડીની ઘટા વચ્ચે રાજાએ પુંઠ પકડી અને, જ્યાં એક ઝુપડાં જેવું હતું, ત્યાં નિરમળા ચાલી હતી, તે ઝુંપડાં તરફ પોતે ચાલ્યો, પણ ઝુપડાંની પાછળ ઉભો રહયો. રોશની ઝુપડામાં પડતી હતી, અને, કદાવર દેખાવનો, અને અતિ સોહામણા, પણ સુધ્ધ કાળા બદનનો હબશી ભોંયપર પથારીમાં પડયો હોય તેટલાં તેને કાને નિચલી બાબદ સંભળાઇ તથા શો બનાવ બની રહયો હતો, તે જોયો. બનાવ એટલી ઝડફે બની ગયો, કે, રાજા રાસ્ત બળ પ્રથમ કાઇ બોલાય નહી તેવો થઇ ગયો.

"ક્યાં હતી, નાપાક નિરમળા ! તું ક્યાં હતી ?" એવું બોલી, એક ચાબુક તેણીનાં દિલપર માર્યો.

" કેમ, પ્રભાવતિ બાઈ, રૂપસુંદરી બાઇ, કાંઈ નાજુ- ક્રાઇનો ખ્યાલ આવે છે કે?" વચ્ચે ગુણીરાજે પુંછ્યું.

" અમો તાજુબ છૈયે, આગળ ચાલો, ગુરૂજી?" તેઓ સાથે બોલ્યા.

" મ્હને આજે, કાંઈ મોડું થયું, રાજા જલદી ઉંઘે નહી તેથી વાર લાગી, પ્રાણ! હું શું કરૂ, મ્હારો સઘળો જીવ ત્હારામાં ભર્યો છે, પણ રીવાજની રીત આગળ, હું કેમ ચિત સંભારૂ? મ્હને ક્ષમા કર, વ્હાલા પ્રાણ!" નિરમળા ગુડણ પર પડી, મારની દરકાર કર્યા વિન તેનું માથુ પેટમાં ચાંપી બોલી.

" બંધી ત્હારી જુઠી વાત છે. તુંને કેમ કોઈ અટકાવે! ત્હારા રીવાજને પકડશે, કે, ત્હારા પ્રાણને તરસાવશે?" તે બોલ્યો.

" હું ત્હારા પ્રાણને, યોગ્ય વેળાથી જરાપણ વધુ તરસાવવા માંગીશ નહી, વ્હાલા ક્રોધ ના કર! જો અંધારી રાત્રીએ એકલી અટુંલી આવી, ત્યાં બીક નહી હતી, અને તું વ્હાલાના ડોળા દમકે છે, કે મ્હારા હૃદયમાં વિઝલી ઝમકે છે, ત્રાસ થાય છે" તે કરગરીને બોલી.

" ઠીક છે, આ વેળા જતી મેળું છુ, હવેથી, એમ નહી શાંખીશ! વ્હાલી, હું તને મારૂં છુ. તેમ તું એમ સમજે છે કે, મ્હને ક્રોધ આવે છે? ના, ના! હુ તેમ કરવાથી, મ્હારો, ત્હારા તરફનો પ્યારનો વધારો કરૂ છુ. જેમ જેમ, મ્હને ક્રોધ થાય છે, તેમ તેમ વ્હાલી, ત્હારા પ્રાણમા ભેલાઈ જવા, મ્હારો ઉર ઉછલી રહે છે, એમ કાં! વ્હાલી! મ્હને કેહની કે, એમ કાં થતું હશે?" તેને અતિ વહાલથી પુછ્યું.

" તેજ પ્રમાણે તુંજ વહાલો, મ્હને જવાબ દે, કે, આવો

ધાટકી માર ખાતા, મ્હારો સુખવાસ છેડી, ત્હારા હાથના મારનો દુખવાસ કાં પસંદ કરતી હોઇશ ?" તેણી બોલી.

" પ્રેમની અગ્નિ, પ્રેમની આંચ ! એ મ્હાબળ લાગણી, આપણુને દુખ અને સુખમા એકત્રજ રાખે છે " તે બોલ્યો.

" ધન્ય ! હાસમ ! ધન્ય, નિરમળા ! તમને ધન્ય છે" આ બોલ બોલતો રાજા રાસ્તબાળ ઝુપડાની બહાર ઉભો હતો

" કોણ, રાજા ! પતિ ! ઓ ! ઓ ! " નિરમળા ગભરાઇ ગઇ.

" ના, નિરમળા ! કશો ગભરાત ના કર ! હું રાજ્યપતિ છુ, છતાં આ ભોંયે પડેલાં આકારમાં, ત્હારો હૃદય અને પ્રાણ છે, તું મ્હારી સાથમાં રીવાજથી ફસાઇ છે, ત્હારૂ પ્રેમી ચિત્ત, અને આશા, આ હાસમમાં છે, હું જરાપણ નાખુશ નથી, પણ ત્હારી આવી કુષ્ટિ જોઇ, મ્હારી મતિ મને હિણુ થાય છે, કારણકે હુ છત્રપતિ, તેનોજ ડર તુંને મ્હારી પાસ રાખવા કહેતો હતો ! ના નિરમળા, તું આજથી મ્હારી ધણિઆણિ નથી, પણ હું ત્હારો રાજા છું, તું મ્હારી રૈયત થઇ, માટે, તું મ્હારી પુત્રી થઈ," તે દમ લેવા થોભયો.

"ઓ ધર્મ પિતા ! ઓ રાજય દેવતા ! ત્હારામાં હું પરમાત્માનુંજ રત્ન જોઇ વલી છુ. તું પિતા થઇ, મ્હને ઉગારે છે ? મ્હને મારી નાખવાને બદલે, જીવતી રાખે છે, ? મ્હારો ધર્મ પિતા લખાય છે તો, સુંજ સતીની આશિષ, ત્હારા જન્મોજનમ હોજો ! હા તું ચમકે છે, કારણ કે હું " સતી " નામ બોલી, પણ ખરેજ હું સતી છું, કારણ મ્હારૂ કાલબુત ત્હારૂ હતું, મ્હારો પ્રાણ, મ્હારા હાસમમાં હતો, છે અને રહેશે." તેણી દોડતી પગે પડી

"બાળા! આજે તું ત્હારી મુરાદને પામતી, મુંજ જેવાને નવોજ માર્ગ દેખાડી રહીછે, તુંએ મ્હને ઉગાર્યો છે" રાજા બોલ્યો.

"તમને! મ્હારા ધર્મરાજને, મ્હારા ધર્મપિતાને! કેમ, કહો, પિતાશ્રી કહો?" તેણીએ ઉસ્કેરાઇ પુંછયું.

"કારણકે, આજે મ્હને ક્રોધમાં, તમારી લાગણીથી સ્વભોગ તરફ દોડાવ્યો, રાજ્યમાં હવેથી સઘળા મ્હારા પુત્રો પુત્રીઓ રહેશે. હાસમ, ભાઇ, તું ભલે બદનથી કાળો છે, પણ, આ રૂપવંત, નિરમળા, રૂપેરી રંગના છત્રપતિ કરતા, ત્હારા કાળા બદનની માહે બેઠેલા, આલા છત્રપતિની મુર્તિ, જોઇ વલી છે. ત્હારા હૃદયમા વધુ પ્રકાશતી થઇ છે, માટે તુંને અભિનંદન દઉછુ. હું રાજ્યપતિને ત્યા જન્મ લઇ આવ્યો, માટે, તે આધારે, એ રાણી બની, પણ રાણીનો આલા દરજ્જો ધરાવતાં છતા, એણીનું નિર્મળ હૈડુ, ત્હારી મુર્તી ઉપર નિસાર બન્યુ હતુ, "**રીવાજના ભોગી હતા, પણ પ્રેમ સાગરના તમો બન્ને યોગી** હતા" હું હમણાજ, આ પત્ર ઉપર તમોને તલાક આપું છું, તથા તમારા સ્વચ્છ પ્રેમને નિભાવવા માટે જાગીર લખી છે, તે ઉપર માલેકી પણ એમા સમાવી છે." રાજા બોલ્યો.

"**રાજ્યપતિ રાસ્તળાબ**! તમારી શિક્ષાથી, હું જન્મ સુધીનો સુખી થતે, પણ તમારી મયાથી મ્હારૂ મૌત જેવું થયુ છે. મ્હને ક્ષમા કરજો." હાસમ બોલ્યો.

"મ્હારા પુત્ર, તને કશી ચિંતા નથી રાખવાની. આ કામ "પવિત્ર પ્રેમકળાની આરંભ રચના માટે થયુ છે, અને, તેટલા માટે, ત્હારૂ બળ, તે જીવેજીવ નિભાવવા સાચવજે. રાજ્યમા છત્રપતિઓ આવશે, અને જશે, દ્રવ્ય મેલવશું અને ખોહીશું,

પણ જન્મો જન્મ સમાગમમાં આવતા, આ ઉત્તમ પ્રિતના એ જોડો કદિજ જોઇશું, તમો દૃષ્ટિ થઇ છે, તેથી હું પાવન થયો, મ્હારા તમોને રાજ્ય પતિ તરીકે, તમારા જોડાણ પર સ્વચ્છ આફ્રીન અને આમીન છે, તમો સુખી રહો, અને, રાજ્યના ભલા પુત્રી, અને પુત્ર, તરીકે, આવો મ્હારા બાથમાં, અને મ્હને ભેટો !" એમ કહી બન્નેને પોતાના પાંસમાં લીધા.—

ઓ કોઈ ચિતારો, અર્ધ રાત્રીએ, આ નિર્મળ સિંગાર, નિહાળતો થઇ, તેની રંગની આકૃતિ ચિતારે !

ક્રોધ માહેથી રવભોગનો ભાગ લઇ રાજા મેહલમાં ગયો, અને થોડાક દિવસો સુધી, રાજ્યમાં અજાયેબ વિચાર પસરી રહયો.—

"કેમ પ્રભાપતિબા, આપે શું મેલવ્યું" ગુરૂજીએ પુંછયું.

"હું તો એમ સમજી શકીશ કે, જ્યાં, જીવ વગરના સાધણ પડયા છે, ત્યાં, તે નિર્મુળ કરવા જોઇએ. જીવથી જીવ હોય તોજ સંસાર, ના તો; દુખની દૃષ્ટિનો સદા અંગાર." તેણીએ જવાબ દીધો.

"એમજ છે, અને તેમાજ સુધારો થવો જોઇએ" ગુરૂજી બોલ્યો.

"ધન્ય છે, ગુરૂજી ! તમોએ દિધેલા ઉપદેશ માટે, અને ધન્ય છે, તેના લેખક માટે ! લ્યો ! આ સાથ, મ્હારા વ્હાલા પતિએ આ પત્રકો નવા છાપી, તમો માટે થોડાંક કોકને વહેચવા આપ્યા છે, એ માહે "હરમીસ" થી લખાયલું "જીંદગીનું જાગૃણ છે" રૂપસુંદરી બોલી.

"ઠીક કર્યું, રૂપસુંદરીબા ! લાયકને લાયક ઇનસાફ આપનો, એ પણ વૈરાગ કહેવાય." હું એ પત્રકો વહેંચીશ.

---




**દુઃખ અને સુખ આપણેજ ઉભાં કર્યે છીએ.**

ભરતી અને ઓટની ગતિ જુઓ ! સતીની, સ્વામિ માટેની મતિ જુઓ, બાળકની માતા માટેની પ્રિતી જુઓ ! કિનારા પર ઉછળતા મોજા જુઓ ! શિષ્યનું ગુરૂ તરફ ભાન જુઓ, સતારની તાણુમાં સરોદનો ગણુનાદ જુઓ, એ સઘળું આપણા ભાનને, નેક જાગૃણની સીમા તરફ લઇ જાયે છે. નવા સાલની ફરી સરૂઆટમાં એટલુંજ પહેલા પગઠીયા ઉપર, તપાસ કરવાનું છે કે "આપણે શું કર્યું અને શું કરવા ધાર્યું છે, યા શું કરવા મનમાં વિચાર તૈયાર કર્યો છે." કહે છે કે

**દોહરો.**

કાળ કોઇનો મિત નથી, કદી ન રાખે સાથ;
પણ તેને સંભાળશો, સાચી ભરશો બાથ;
કાળ વહે પણ ચિત ધરો કરશો હરનો ખ્યાલ
ગમે ભલા દુખ આવશે, કદી રહે ના આળ;
("હરમાસ")

"કાળ" ને સંભાળશો ! એ માટે હમેશ તૈયાર રહેજો, ભરતી ભડકાવશે નહી. ઓટ નિરાશ કરશે નહી. "કાળની" સેવા માટે તતપર રહેજો, સતીની મતિ ઉપર ઉલટી ગતિ આવે નહી. 'કાળ'માં ધીરજ ધરજો ચીંતા ચામને ઉંખાડશે નહી. 'કાળ, એકલો એક ખ્યાલ છે, કે "ભુત વર્તમાન અને

ભવિષ્ય" એમ ત્રણ ભાગો દેખાડે છે પણ ના એમ નથી. ભુતમાં ગયું તે કયાં હતું ? વર્તમાન વેગ માફક વહયા પછી ભવિષ્યના શા હાલ થયા ? એટલુંજ કે ભવિષ્ય, વર્તમાનમાં વળ ખાઈ ભુતમાં સમાયું. એ ઉપરથી એવોજ ખ્યાલ લઇશું કે, ભુત, વર્તમાન અને ભવિષ્ય ફકત તબકકા રૂપ છે, બાકી તો રેળા માફક વહેતું એકજ ભાન છે, જે ભાન "જાગૃણ" શિખાડે છે. જાગૃણનો ભેદ સમજાવવા "કાળ" ના હાલ, ત્રણ ભાગમાં સાંભળ્યા, પણ, હરઘડી, તે જાગૃણ "ઘડી" છે, આગળ વધવા માટેની કદી પણ ઉભી રહે નહી એવી "દડી" છે. આગળ વધો, એ કાળનો પુકાર છે, જાગૃણ તેનો જવાબ રૂપ "હુંકાર" છે. જાગૃણમાં જવાબ નથી તો મનુષ્યને ઉંચ કવધી આપી તે કયાં ગઇ ? જાગૃણ જો ગમગીની દુર ન રાખે તો તીવ્ર બુધ્ધીની ચાલાકીના શા ભાર કહેવાય ?

"જાગ્રણ" જો રહમ, મયા, દયા, ધર્મ, વિવેક, માટે નથી તો મનુષ્ય અવતારનો પ્રભાવ થયલો "આત્મક હોશ" નો ખ્યાલ કોણ કરશે ? "જાગૃણ" જો રંકને ઉગારવામાં ન વપડાય તો, "સ્વર્ગની સહેલ" કેમ મળશે ? "જાગૃણ" જો અજ્ઞાનને, જ્ઞાનની રોશની ધરવામાં કામ ન લાગે તો જાગૃણમાં ઉજાશ કયાં? અહુરાની આશા કયાં ? મનુષ્ય ધર્મનો ભેઃકયાં ? શુરવીરની તેજ શકિત કયાં ! જાગૃણની સીમા, ઉંચ ભાનનો ખ્યાલ ન દેખાવે, તો પુંજારીનું પુંજન, કાંઇ પટપટારો કહેવાય, મતલબ્યો મદાર કહેવાય. ના, જગતમાં કાંઇક જીવો, જયારે સ્વાર્થ અર્થે, પોતાનું કરી રહયા છે, ત્યારે જાગૃણમાં જોશ લેતા, થોડાક જીવો, બીજાનું ભલું કરવા મંડયા છે. કામ એક કરતો હોય, પણ કામ આતોપવા, જુદા જુદા વિચારોની જરૂર પડે છે,

અને તે જરૂરીઆત, જુદા જુદા ધરાવનારાઓ, પોતાની કુશળતાથી પુરી પાડે તો, "જાગ્રણુની જોત" પુર પ્રકાશે શળગવાથી, મોતનો ડર, ખ્યાલને બીક વિનાનો કરે છે. જેઓ, જાગ્રણુમાં જીવે છે, તેઓ સદા મોતના પંજામાંથી, છુટા પડયા છે. ગમે એ સ્થળે, ગમે એ સ્થાને તેઓ ભાનમાં કામ કરી રહયા છે. "બ્હેમન" ફીરેસ્તો આપણી પાસે આકારમાં મોજુદ નથી પણ વિચારમાં સદા સેવા કરતો તઇયાર છે—"અરદીબેહસ્ત" નો તેજસ્વી ચહેરો કોઇએ દીઠો નથી, પણ આપણા જીગરના આત્મિક હોશમાં ખિલતો પડયો છે. એ બધા ભલાઓને, ગુરૂ સમાન આપણા વિચારોમાં ધરાવ્યે છીયે; જેથી આપણને અનમોલ સુખ મળે. તે સુખ, કોઇ ખાસ જગ્યા પર જવાનું નથી, પણ આપણા હૈડાંના સ્વચ્છ ધપકારામાં આપણે ભોગવીશું. એ બધા પ્રતાપ કયાંથી? પ્રિય વાંચક કહોને કયાંથી? જાગ્રણુથી! આત્માની બામદાદથી! નેકીની શરૂઆતથી! રંકને રીઝવવાની શકિતની ભકિતથી! અજ્ઞાનને પદખે લઇ જ્ઞાનનો રોશન ફાનસ બતાવવાથી! કંગાલને બદબખ્તીની ચુંગાલમાંથી બચાવવાથી! થાય છે. માટે આજે જે હાલ નવિન પ્રકારના રચનાથી શરૂ થયો છે, તેવા, નવા ખ્યાલમાં, ધર્મના હિત સાથ, દયા, મયા, જ્ઞાન, પ્રિત, હિત, ધર્મસેવા, રંકદાન, એવા વિષયોથી શરૂ કર! દાદાર ત્હારો દોસ્ત થશે! બહેમન ત્હારી પાયદારી કરશે! અરદીબેસ્ત તને ઉત્તમ અગ્નિ તરફ લઇ જશે. શરેવર ત્હારી નેક સેફાયત કરશે! સપેનદારમદ, સત સેવામાં સામેલ કરશે. ખુરદાદ ખુશનુદીમાં ખીલવશે, અમરદાદ, અમ્રતના અનમોલ પાણીમાં જ્ઞાની બનાવશે, જ્યારે એ બધા અમશાસ્પંદો, ત્હારા ઉપર નિસાર થયા હશે, ત્યારે ખ્યાલ

આવશે કે, એઓ સઘળાંને, ન્હારાજ ખાતેર તૈયાર કર્યાં છે, અને તે સઘલાને બનાવનાર એકલો પાક દાદાર અહુરા મઝદા છે. તેનો ખ્યાલ આપણને પાક રિપતામાં જરથુસ્ત સાહેબે, અચ્છી તરેહ આપ્યો છે. માટે દર સાલ કાંઇ નવા ખ્યાલ ભરતો રહે ! સાલને સતના સોનેરી ભાવથી સજતો રહે ! જે તક આપણા માર્ગમાં કોઇનું ભલું કરવાની અહુરાથી સોંપવામાં આવે છે, તે તકનો લાભ નહી લઇશું, તેથી કાંઇ તે અનાથનું કામ પુરૂં થશેજ નહી એમ ન સમજવું. પરંતુ જે ભલું કરવાનું આપણા હાથમાં આવ્યું તે જીવથી કરવાથી આપણા જાગૃણમાં બહુજ વધારો થશે. આપણે ગાઇશું જે જોગ્યા રાગમાં સજ્યું છે, જોગ્યા રાગની ગંભીરતા તેના માત્રુ રાગ ભૈરવ માહેથી તારવી છે.

### જોગ્યા. હાઠ ભૈરવ ત્રીતાલ.

ખુરશદ સ્વારી આવી સજ્જન—પોહોર થઇ જાગો—
બહમન આવ્યો છોડ નિંદ્રા—પોહોર થઇ જાગો !
ખુરશેદ ૧.

### અંતરો.

મઝદાની આ ખલકત માંહે—દીન ધરમને પાળી
"સરોષ" સેવા હર ભરીને—નેકી પર તું ચાલ-
મનવા—પોહોર—૨

"અરદીબેસ્તનુ" નુર જોતાં-દિલ પ્રેમ ઉછાળે
"બહેરામ" નો તું ભકત થઇને ચિનવદને તું ખ્યાલે-
મનવા—પોહોર—૩

" આવા " ની જો ચાલ રસીલ— નારી નર હરખાય
"મ્હાબોખતાર" ને નમન દેતાં—પ્રેમ ઘોઘ ઉભાય-
મનવા—પોહોર—૪

આ સંસારી સાગર ફરતાં—ભર ગાગર "અહુર મઝ્દાને"
સવાસ્ર લેજો અષોઇનો—જરથુસ્ત્ર જીવન જોણે—
મનવા-પોહોર—૫

નોટેશન માટે જુવો ! મહજબની મ્હાન્તા યા સ્વામિ સેવા,
પુસ્તક ૧૫ મું પાનુ ૬.

## ગીતનો સાર.

૧-ખુરશેદ સ્વારીનો ખ્યાલ કરીશું, તો તેનો અર્થ એવો કરીશું કે "આપણા હૈડામાં, ઉજાશ થયલો ભાવ, તે આપણી પ્રકાશ થયલી તીવ્ર બુદ્ધિ, જેને આપણે ખુરશીદના જેવી તેજ અને પ્રકાશિત ખ્યાલીશું-બહેમન નામ બોલવાથી અક્કલનો કાબુ વધેલો હોવો જોઇએ, જેથી જ્યાં અકક્લનો પ્રવેશ થયલો હોવાથી, નિંદ્રા-યાને ઉંઘ, એટલે અજ્ઞાનતા રહેતી નથી અને, તેમ થવાથી ત્યાં જે રંગરાગ રમી રહે છે, તે ખીલેલી બામદાદ જેવો મનોહર ભાસ દે છે.

૨-મઝદાની ખલકતમાં પેદા થયલા છીયે, યાને પાક દાદારે જન્મ આપી સુખી કર્યા તે સુખ મેળવવાનો પહેલો ન્યમ દીન યાને ધરમ માટેની જીવતોડ જહેમત છે. ધરમ માટેની ઝેન અને જોશનો વધારો " સરોષ સાહેબના આરાધના ઉપર રહેલો છે. જન્મથી મરણ તક જે મહાબળ ફીરેસ્તો આપણને જાળવે છે, તે સરોષ છે.

૩-જયારે અરદીબેસ્તનું નુર, આપણા મનની ખિલેલી સિમાના રોહ ઉપર આધાર રાખે છે. ધનવંત હોવા છતાં ગરીબ માટે ખાસ કાંઇ કરવું, જ્ઞાની હોવા છતાં અજ્ઞાની માટે ઉજાશ મેળવી આપવાની કોશેશ કરવી, એમાં જે જોશ હોય છે, ત્યાં અરદી-બેસ્ત સાહેબની મહાબળ શક્તિ આપતી જોત આપણા હૈડામાં અનદીઠ મીર્થ ફેંકતી હોવી જોઇએ ! અને તે સાથે બહેરામ

ઇઝદનું માન સાથ પ્રાથન કરવું અવશ્યનું થઇ પડે છે, જેથી આપણાં જાગ્રણમાં આગાહીનું ભાન પેદા થાય છે, આવતી મુશકેલીઓ માટે સાવધાણ રહીએ છીએ.

૪—" આવા " ને દાદારે, પોતાની પુત્રી મીસાલ ગણી છે. આપણે આવાને નદી સમજીશું. નદી કેવી સરળ ચાલેછે, કયાર, અને કયારાઓમાં કેવી તાઝગી ભરેછે. નદી રેલમાં ખેલ કરે છે, ત્યારે કેવી ચીંતા ઉતપણ કરે છે તેમ સંસારની હદમાં નારી એક સરલ યા રેલવાલી નદીનુજ કાર્ય કરે છે, જેવી નારી શ્રેષ્ટ તેવો સંસાર સુખાલ, તેથી ઉલટા ભાવ માટે આપણને કાઇ બોલવુ નથી. દુન્યામાં જેટલુ ભુડું બોલવાનું મન ન થશે, તેટલું ભલુ વધારે થશે. તેમજ મહાબોખતારને નમન એ શબ્દમાં આપણા હૈડાની શાંતી ગણીશું મહાબોખતાર કેવા નરમ અને શાન્ત સીમા પર ફરતા જણાય છે, તેમ જેઓ ભકત બની રકતને રેડે છે, તેઓ શાન્ત હૈડામાં ફરે છે.

૫—સેવટે આ સંસાર રૂપ સાગરમાં, દુઃખ અને સુખની ગાગર માથા ઉપર લઇ ફરતાં, જો પાક અહુરા ઉપરજ ધીરજ ધરતા ફરશું તો ખરેજ ઘણા રૂડાં પરિણામ લાવીશું અને અષોઇથી ભરેલાં મિનોઇ માર્ગ ઉપર સ્વારી લઇ ફરીશું તો પાક અષો સ્પિતામાં જરથુસ્ત્રાને, આપણે હરદમ, આપણી સામે જીવતો જાગતો જોઇશુ જે જાગ્રણમાંજ મનુષ્ય દેહનો ઉચો રહાસ છે. મનુષ્ય મતિની ઉચી ખ્યાલ આપતી ગતિ જણાય છે. આપણે મનુષ્ય થયાં છીએ એજ ખ્યાલ આપણને ધર્મના મર્મ જાણવા યાદ આવેછે. તે ધર્મ એકલી ભકિત કરી બેસવાનો નહીં, તે ધરમ આપણું પોતાનું સુખ સાચવી રહેવાનો નહીં, તે ધરમ સુખના પટપટારા માટેનો નહીં, પણ તે ધર્મ માબાપની સેવા, પાર પડોશીની અરદાશ, જ્ઞાન માર્ગને ફેલાવવાનો

યત્ન—અજ્ઞાનને રાહ દેખાડવાની ઉલટમાં ફેલાવવો જોઇએ; ધન નથી તો જ્ઞાન હોય તો, તેથી અજ્ઞાનની સેવા કરવી, એ પણ ભકિત છે. ભકિતથીજ, અહુરાના દવારે જવાની શકિત મલશે, જેથી "હું અને તું" માં અંતર રાખ્યો છે, અને ચીનવદ જેવો પુલ બનાવી રાખ્યો છે, તે ભકિત માર્ગની શકિતથી તુંટી કડકા થઇ જશે. ચીનવદનો ખ્યાલ એજ રાખીશું કે "સ્વાર્થ, અને બીન સ્વાર્થ વિચાર" એ બે જુદા છે, ત્યાં સુધી વચ્ચે નડતલ રહે છે, જયારે બીન સ્વાર્થ સેવાને ધરમ જેવો ગણીશું કે કાંઇપણ અડચણ માર્ગમાંથી નિકળી જશે

માટે જાગૃણ પર મન ધરો. બામદાદ તમારી છે. જાગૃણને દુર રાખો અંધારી રાત્રી તમારી છે. જેવું કરશું, તેવુંજ આપણે બનાવીશું. દુખ અને સુખ બીજે કયાં છે, ફકત આપણેજ તેઓને ઉભાં કરીયે છીયે– સેવટ, ફરી એક સંગીતમા સમાપ્ત કરીશું.

### ભેરવી-તાલ ત્રીતાલ

એ જગમે આના–સોંચ–કયુ હય બહાના!
તુંજે કહાં ભલા હય જાના–એહીં ના પયછાના—એ
હરી નામકી ધુઇ ભરલે–અંત સમયકો જાના
પરાઇ આશે સાંસ ભરતો–આખેર હો પછતાના—એ
જોરૂ સૈયા બાગ, બલૈયા–છાંડ ક્રોધ ઔર ભૈયા
ક્રોધ કપટ દવેશ કરતો–શીરતકો શરમાના—એ
કોટી લાખ દશ લાખ રૂપૈયા–છોડકે મરજાના
હરી નામકી ખાક ચુમલે–પાર હો અરમાના—એ

("હરમીસ")

નોટેશન માટે જુવો "સ્વામિ સેવા" પુસ્તક ૧૫ મું )



## સેવટ સાર.

પ્રિય વાંચક, આ વાર્તાને, હાલ સુધી ઠીક ભાવથી વાંચી હશે, અને તે માહે ઉપજેલા, ભાવો, અને દાવ ઉપર અત્યાર આગમજ ઠીક નઝર રમી રહી હશે ? જેમાં સેવટે પ્રભૂનોજ, હરિનોજ, અલ્લાહનોજ, યા અહુરાનોજ જય સાંભળ્યો છે. મનુષ્ય દરેક, કામમા, કાઇ પોતાને મન પ્રમાણે ઇચ્છા રાખે, પરંતુ પરમાત્માજ, તેમા તેને જાણે નાખી, કેળવતો હોય, તેમ, આપણે યાદ રાખવાનું છે. એક મોટા ઝાડને છાંયડે કેવી શિતિળતા, એક ધર્મી માયાળુ માબાપને, ત્યાં, કેવો આવકાર, તથા રૂડા શિક્ષણ અપાય છે, તેમજ, એક ગુણીથી, બીજા હઝારોને કેવો ઉંચો માર્ગ દેખાય છે, જે ઉપર વર્તણ કરવાથી કેવા સાદા અને સરળ નિયમ, અને રાહ રીત ઉપર જીવાય છે, જે આપણે વાર્તામાં જોયું. વૈરાગ માટે લખ્યે, તો બહુજ વિસ્તાર થઇ શકે. નિશાળમા ભણતું બાળક પોતાના શિક્ષક ગુરના કહેનને માન આપી પાઠ કરે છે, તેમાં પણ છુપ્યો વૈરાગજ સમાયલો છે. તેવા બાળકોને ઉછેરી મમતાથી પોષી, નિશાળે ભણવા જેવી વયના થતા, જે કષ્ટ મા, અને બા, લીયે છે તેઓ પણ છુપ્યો વૈરાગજ સાંભળે છે. નિશાળથી ભણી, નોકરી યા ધંધામાં જોડાઇ પ્રામાણિક મહેનતથી કામ કરી કમાણી કરતો સેવક પણ અનદીઠ વૈરાગનો ભાવજ ભરે છે. પોતાના હાથ નિચેના મદદનિશોને, વ્યાજબી રાહે ચલાવી, સારા વધારાના આશિષ દેતો, શેઠ, યા મુરબ્બી, ખરેજ, ઉત્તમ

વૈરાગનુંજ તોલ સમજતો દેખાય છે. રાજ્યની રૈયત પ્રત્યેની પ્રિત, તેઓને અનસમજમાથી, સમજદારીમાં લાવવાની તેમની મરજી કેવળ વૈરાગનીજ બોલબાલા લેખાય છે. રાજા તરફ રૈયતનો સઘળો અખંડ વિશ્વાસ અને આધાર, એક ઉંચા વૈરાગનો રાગજ ગાતો થાય છે, કારણ કે, તેમ સમજવામાં, અને માનવામા, રૈયત કેવળ તે રાજ્યશ્રીને પરમાત્માની પ્રતિમાંજ માની લે છે, તેજ પ્રમાણે રૂપસુંદરીએ, પતિ નિત્યાનંદને, જ્યારે, પતિ, યાને પરમાત્માંજ જેવો માની લીધો, અને મનમા, એવો વિચાર તૈયાર કર્યો કે, પતિ માટેજ તેણી છે, ત્યારેજ તેણી ઉપર નવિન પ્રકારના, અને વળી ઉત્તમ જોમનાં વિચારો વેહતાં થયા, જેથી, ઉપર વાંચેલુ પરિણામ નિપજાયું હતું. ટુંકમાં વૈરાગ, જો સામાન્ય જીવોએ પાળવો હોય, તો, જે કામ આપણાં પાસે આવે, તેને, તે કામ માટેજ પુરૂં કરવું. ભલે કાઇ વસ્તુ જોઇ યા વાપડી, પણ જોવા, યા વપરાશ પુરતીજ, તેની સાથ સંગાત રાખવી, કારણકે, મૂળ વસ્તુ, વિચારમા રહેશે, અને વિચારમા રાખવા પ્રયત્ન કરશો તેમાંજ હેડુ શાન્તિ ભોગવશે, અને નહી કે, વસ્તુ ગઇ માટે અશાન્ત થઇ, તે માટે ખિન્ન થવું ? તેમજ કોઇ, બીજાની કેળવાયલી અને સત્ય નઝર સામે, ખોટું કરતો દેખાય, તે પણ આખર વૈરાગ જોઇ વધશે, કારણકે, જે ખોટુ આપણને લાગે છે તેમા તે પુષ્ટ થાય છે, શિક્ષણ લીયે છે. કોઇથી આપણા માટે ભુંડું થયુ, તો આપણે મુગો ભાવ રાખવો તેમા સારૂ છે. કોઈથી આપણું ભુંડુ થયુ, અને ભુંડાંના બદલામા મુંગું ન રહેતા, પાછાં, તે માટે, રૂડા વચન, અને વાણી વિચાર રૂપ, ધોળતા રાખવાથી, વધારે ભલુંજ કહેવાશે–ટુંકમા દરેક મનુષ્ય, ભલાઇમાં, વૈરાગની ઉંચ સીમા

હાસેલ કરે છે, તેમજ દરેક ખોટુ કરતું મનુષ્ય વૈરાગના માર્ગ, તરફ, તેના ચાલુ રંગ રાહ માહેથી ફારેગ થઇ જવાનોજ છે.

આપણી વાર્તાના પ્રાત્રકો ભજવનારાઓને, આ કલમ, રૂપ-સુંદરીના કાંઇ ગુણો જેવાં સમજાવવા પ્રયત્ન કરે છે, જેમાં જો કોઇ એમ માનશે, કે આ કલમ, કાઇ વાંચનારને ખાસ શિખાડવા શેખી કરેછે, તો, પ્રિય વાંચક પાસથી હઝારવાર ક્ષમા! ના, તેમ છેજ નહી, પરંતુ, કોઇ, તેવા હશે, કે જેઓને સમજથી કાઇ સુજ પડે, માટે લખું છું.

રૂપસુંદરી જે જીવ આત્મા, અતિ સુંદર રૂપમાં છે, જેનો સાથ નિત્યાનંદ, યાને, તેણીના જીવને નિત્ય આનંદ જોઇતો હોય, એવો લક્ષણુ, તે નિત્યાનંદની સંગતથી પ્રાપ્ત થયો એમ આપણુને ભાસે છે.

નિત્ય આનંદ કરતા, મન થાકયું હોય, યા, અદેખાઇની આગથી ધરાયું હોય, તો જીવ આત્મા મનને અકારો પડવા માંડતા, તે ન ગમવાથી, બીજે સ્થાન જવાની લાલચમાં તેને આત્માગાત વિચાર્યો, જે માહેથી, ભિક્ષુકના સાદથી તે બચ્યો. આ ભિક્ષુકનો સાદ કાંઇજ પણુ જીવ આત્માની ઉંચી પ્રકૃતિની નવી યાદ હૈડે આવી. જ્યારે બીજી દાશીઓ, ખોટા પ્રકારના કામ કરતી હતી, ત્યારે, તેઓનો લક્ષણુભાવ, તેજ રૂપસુંદરીના મનની નિચાણુ ગતી સાબેત થઇ, જે સાથે ગુલાબ દાસીની સંગત, તેતે ણીના પોતાના આત્માની ઉંચ શક્તિનું સુભ રંગત કહેવાય, જે, ઉંચ સંગતથી સતસંગની સેવા, મન ઉપર ચઢી. સતસંગની સેવાનો લક્ષણુ કરતો પુકાર, ગુરૂજી ગુર્જરાજથી મળ્યો, યાને તેણીના હૃદય ગઢમાંજ તેવા ઉંચા ગુણો પડયા રહયા હતા, તે પ્રબળ થતા મન, દરેકમાં શાન્ત રહેવા

મંડયુ. આ પ્રમાણે આત્મા ઉંચ દરજજે આવતા, રૂપસુંદરી ને પતિની સંગાત શ્રેષ્ટ ભાવની થયેલી માલમ થઇ યાને તેણીના પ્રાણનાથ સાથ હમતાર થઇ, બીજા શબ્દોમાં બોલીશ તો, તેણીનો આત્મા શુંધ્ધ થતા પતિ યાને પ્રભુ પિતામાં મળ્યો યા એક થયલો જોઇશુ. પ્રભાપતી જે નામ ખાસ રાખ્યુ છે, તે સાધારણ રીતે પ્રભાવતી દેખાય છે પરંતુ આ ખાસ સોટ માટે "**પ્રભાપતી**" એમ રાખ્યું હતું, કે આખરમા રૂપ-સુંદરી એક પ્રભાની પતિ રૂપ હતી, યાને, આત્મા ઉચી પ્રભા (રચના—લીલાહ ઇત્યાદી) નોજ બન્યો હતો, તે હાલ દરશનમાં આણ્યો, જે વેળા આત્માને શુ લાગે છે! ફકત સત્યઆનંદ! જે માટે પ્રભાપતિનો સાથ, તે પણ સત્યાનંદ હતો, યાને આત્મા મા? જે ઉચો ભાંડાર ભર્યો છે, તે ઉચ પ્રભાનો છે અને જે ખિલવતા, હમેશ "**સત્યઆનંદ**" નો નાડ શુરૂ થાય છે.

સર્પનો રંગત દૈવ રૂપ છે, યાને નિર્દોષ માણસોને, ગમે એવા દુખ દેવામાં આવે, તોપણ પરમાત્મા જે, પોતાના જે પ્રેમી સત્ય સેવકોનો દાસ છે, તે ખાસ જનત લીયે છે, તેટલાજ માટે દૈવ રૂપને, સર્પ ભાવમા ફેરવી, સત્યનો જય ઉડાવવાજ, સવ પેદા કર્યો અને કામ કરતો ભાવ ભરાવી, તે પણ સમીત થઇ ગયો. યાને લક્ષણ ભાવ ગણુતા, એ ખ્યાલ ઉડશે કે, આત્મા, હમેશ મોહભાવની સ્વરૂપ રચનામાં લપટ ખાય છે, અને તે છોડતાંજ, જાણે અદેખાઇ, હીર્ષ, લોભ લાલચને, લપડાક મારી, તરછોડી પાછળ હઠાવે છે, એવો સીધ્ધ કરાર, તે "સત્યઆનંદ" પેદા કરે છે, માટે સત્યઆનંદજ છે, કે જ્યાં વૈરાગ શુરૂ થયેલો હોય છે. હવે બાકી રહેલા આત્માની

રંગત, અજબ સંગંત આપતા ભાવો, તે રૂપસુંદરીના રૂડા કામને ઉત્તમ પ્રકારની જેમ આપનારા રંભા, અને શામળા ભાઇ હતાં. જ્યાં ખોટું ત્યા, તેને તોડવા, ખરૂ હમેશ છે, તેમ, જ્યાં કાટક જેવાં દાવપેચ રમનારા હોય, ત્યા શામલા જેવા રૂડાભાવના દાવ રમનારા પણ હોવા જોઇએ, અને, એવી કઇ જગ્યા છે, કઇ વસ્તુ છે, કેવો અને કયા દમ છે, કે જ્યાં શામળો યાને શ્રીકૃષ્ણ ભગવાનનો ભૂરો રંગ હાજેર ન હોય ? એ પણ, રૂપસુંદરીના આત્માના, બે શક્તિ મિશાલ ભાવ ભરતા, વારતાનો પ્રથમ સિંગાર સાબેત કરે છે, કે જયાં, એક પાર, આલીશાન મકાન, બીજી પાર, ઝુંપડી, અને વચ્ચે નદી આપણે જોઇ વલ્યા, એમા એવું રૂપ સમજવું કે, એકપાર ગરીબાઇ, સાથ, રંભા, અને શામળો હાજર હતો, જયારે બીજી પાર ગર્વભાવ, અને, દ્રવ્ય સાથે હતો, વચ્ચે નદી હતી, જે ઉપરથી સહેલાઇથી માનવું થશે કે, ગરીબાઇ, અને તવંગરી બુરી અને ભલી શક્તિમાંથી, નદી રૂપે આત્માને પસાર થવાની છે, જે પગલુ, સંસારમા નારી કરી શકે છે, અને જેનથી ઉંચ ભવનનો આત્મા થઇ, શકયો, આપણે જોઇ વલ્યા.

આ તે રૂપસુંદરીના આત્માનો પડઘો થઇ રહયો છે. વૈરાગમાં, કોમલ બાલકોને પુષ્પ મિશાલ ઉછેરવાનો મંદીર આરંભ થયો છે અને, પોતાની માલાના દાના તરીકે અનેક ભલા જીવોને કામે લગાડી સુખમાં અને વૈરાગના ઉંચા રાગમાં રાગણી ગાઇ રહી છે, સદા, એવાજ આત્માઓ જગમાં દિપતા થાય ! એજ આમીન ! ત્થાસ્તુ.

---

# ગોળવાલા ફ્રી ટ્યુશન કલાસ.



(સ્કુલમાં જતા તેમજ નહિ જતા
છોકરા-છોકરીઓ માટે.)



મુંબઇના સઘલા ટ્યુશન કલાસોમાં સર્વેથી આગેવાન છે. **મેટ્રીક, વ્હેવારૂ અંગ્રેજી, મ્યુઝીક, કટીંગ, પેનટીંગ, બુકકીપીંગ** વગેરેનાં શિક્ષણ માટે સત્તાધારી મતો મેળવવાને **એકલોજ** છે.

દાખલ થવા માટે પ્રીનસીપલ મી. એચ. આર. ગોળવાલાને કોટ બુંબાખાના સામે મલવું.

વાપરો ૧૦ ઓવર પ્રૂફનું

# "લાઇફ ગાર્ડ કોલન વાટર."



ઇસ્પીટાલોમાં વપરાય છે, તમેબી વાપરો, બસ લાઇફ ગારડજ માંગજો, તમારો વેપારી ના પાડે તો અમને લખજો.

દરદીનો સાચો સાથી, તાપનો કટ્ટો વેરી, લાઇફ ગારડ તમારી દરેક પાઇ વસુલ કરી આપશે.

# નમૂનેદાર નોધ

"ટયુટોરીયલ હાઈસ્કુલ."



**આંટરોડના આલીશાન** રસ્તા ઉપર, ભારે શ્રમથી ચલાવવામાં આવતી ઉપલી શાળામા, **છોકરા** તેમજ **છોકરીઓનાં**, ક, ખ. થી–મેટ્રીક સુધીના શિક્ષણની આગત સર્વેએ પિછાણી છે–દરરોજ અમારે ત્યા વધ્યા જતા વિધ્યાર્થીઓને પુગી વલવા, **બીજું વધુ નવું મકાન** નવી ટર્મથી ખોલ્યું છે-જેમા, પુરતી સગવડ અને શિક્ષણના ઉત્તમ નયમો **ત્રણે પ્રીનસીપળોએ-જાતી** દેખરેખમાં સાચવ્યા છે-શાળાનાં શિક્ષણો ઉપરાંત **તનને ખિલવવાના સાધણો** છે તેમજ ઉત્તમ ઉસતાદો છે. મનને ખિલવવા, **મ્યુઝીક અને ડ્રોઇંગ** તેમજ **ધાર્મિક** શિક્ષણો ચાલુ અપાય છે—

બીજી હરીફાઇ છતાં, થોડાજ વખતમાં નવા વિશ્વાસ માબાપનો વધતો જતો વિશ્વાસ અમારી મહેનતની **કદરસનાસીનો સ્વિકાર કરેલો મનાય છે.** તેમના બચ્ચાંઓ ઉપર જાતી દેખરેખ, અને ચોંપ રાખવી **અમારી ફરજ પુકારે છે.**

**સરળ ફી, કુશાદે મકાન, અને ટ્રામ ટ્રેનની પાડોશ સાથનું** સગવડનું આ **નમુનેદાર ખાતું છે.** જેનો વધુ લાભ લેવાશે એવી માલેકોની ઉમેદ છે.

લગભગ–૫૦૦ વિધ્યાર્થી (છોકરા છોકરી) ને દાખલ કરવામાં આવે એટલી સગવડ તૈયાર થઇ છે.

**ટયુટોરીયલ હાઇ સ્કુલના માલેકો આંટરોડ—**

